શ્રીમદ્ પૂજ્યશ્રી ગોપાળજીસ્વામી ગ્રંથમાળા—મણકો ૧ લો.

श्रीवीरं प्रणम्य

# आत्मानुभव प्रवेशिका.

યોજક;
પૂજ્યશ્રી મોહનલાલજી સ્વામીના શિષ્ય,
મુનિ આનંદઘનજી ઉર્ફે મુનિ મણીલાલજી.

સ્પષ્ટીકરણ કરી પ્રગટકર્તા,
ડૉકટર મણીલાલ ત્રીભોવનદાસ.
મુ. વઢવાણ કેમ્પ.

વીર સંવત ૨૪૪૯. સંવત ૧૯૭૯.
આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

મૂલ્ય સદુપયોગ

# અનુક્રમણિકા.

શ્રીમદ્ પૂજ્યશ્રી ગોપાળજીસ્વામી ગ્રંથમાળા-મણકો ૧ લો.

श्रीवीरेभ्योनमः

# आत्मानुभव प्रवेशिका.

યોજક;

પૂજ્યશ્રી મોહનલાલજી સ્વામીના શિષ્ય,

મુનિ આનંદઘનજી ઉર્ફે મુનિ મણીલાલજી.

સ્પષ્ટીકરણ કરી પ્રગટકર્તા,

શૉર્ટર મણીલાલ ત્રીભોવનદાસ.

મુ. વઢવાણ કૅમ્પ.

વીર સંવત ૨૪૪૭. સંવત ૧૯૭૭.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

મૂલ્ય સદુપયોગ.

## સુચના

આ આત્માનુભવ પ્રવેશીકાનું મુલ્ય અમૂલ્ય છે, પણ જે ભાવીક સદ્‌ગૃહસ્થોને આ પુસ્તકની ખાસ જરૂર હોય તો તેમણે એક આનાની ટીકીટ બીડી નીચેનાં શિરનામેથી મંગાવી લેવું:—

શૉર્ટર મણીલાલ ત્રીભોવનદાસ.
ઠે. લખતરના ઊતારા સામે.
મુ. વઢવાણ કેમ્પ.

શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં, જેઠાલાલ દેવશંકર
દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

# અર્પણ પત્રીકા.

---

**પૂજ્યશ્રી મોહનલાલજી મહારાજ !**

મારા પરમવંદનીય પૂજ્ય સાહેબ ! હું અનુભવથી જાણી શકયો છું કે, આપનો આત્મા અતિ સંસ્કારી છે, આપની ધર્મ વિભુત્તીયો અતી ચમત્કારીક છે, આપનું હૃદય અતી દયાર્દ્ર છે, અને આપે મને ધર્મના ગુપ્તરસ્તાનું સરળ દષ્ય તાદષ્ય મારી દ્રષ્ટિ સમીપ ખડું કરી આત્મિક આનંદનું ભાન કરાવ્યું છે.

હું જંગલમાં ભુલા પડેલા પંથીકને સદ્દરસ્તો બતાવી આપે મારી મનુષ્ય જીંદગીની સાફલ્યતાની પ્રાપ્તિ કરાવી છે. એટલા એટલા મહદ્દ ઉપકારોના બદલામાં હું પામર જીવ આપને શું આપી શકું ? કારણ કે તે મારી શક્તિ બહારની વાત છે. એક રંક ભીખારી પૃથ્વીપત્તિ મહારાજાને ઉપકારના બદલામાં શું ભેટ આપી શકે ? છતાં તેના યત્કિંચિત્ બદલામાં આ નાનકડું "આત્માનુભવ પ્રવેશિકા" નામનું પુસ્તક આપ સાહેબનાં ચરણકમળમાં "શ્રીમદ્દ પૂજ્યશ્રી ગોપાળજી સ્વામી ગ્રંથમાળાનાં પહેલા મણકા તરીકે આપને સમર્પણ કરૂં છું; તે આપ સ્વીકારી આભારી બનાવશો, તો હું મારી જાતને થોડે અંશે કૃતાર્થ થયેલ માનીશ. અસ્તુઃ

લી૦ આપનો ભવદીય,

મુનિ મણીલાલજીની વંદના.

# ઉપકાર પત્ર.

નીચે જણાવેલા ભાવીક સદ્‌ગૃહસ્થોએ સાથે જણાવ્યા મુજબ દ્રવ્યની ભેટ આ પુસ્તકના પ્રકાશાર્થે આપી હોવાથી તેઓની ઉપકાર સાથે નોંધ લેવી ઉચિત્ત ધારી છે.

સ્વકમાઇનો ઉપયોગ હરેક રીતે થઇ શકે છે, તેમાં તેનાં જે જે સાધનો હોય તેને સહાય આપવી એજ સર્વોત્તમ હોવાથી તેઓ વિશેષ ધન્યવાદને પાત્ર છે. સર્વ દાનમાં જ્ઞાનદાન એજ સર્વોત્તમ છે.

આ આત્માનુભવ પ્રવેશિકા નામનાં પુસ્તક પ્રકાશાર્થે જે જે સદ્‌ગૃહસ્થોએ દ્રવ્યની સહાયતા કરી છે તે તે સદ્‌ગૃહસ્થોનાં મુબારક નામો નીચે જણાવ્યા છે અને આ પ્રકારની તેમની સહાય માટે તેઓને ધન્યવાદ ઘટે છે, અને દિનપ્રતિદિન વિશેષ સહાય કરવા પ્રભુ તેમનામાં શક્તિ પ્રેરો! અસ્તુ!

રૂા. ૨૫) વઢવાણ શેહેર શાહ નાગરભાઇ જેઠાભાઇ હા. ચમનલાલ વેલશીભાઇ તરફથી.

૨૫) ધોલેરાવાળા (હાલ મુંબઇ) શાહ રતીલાલ પુરૂષોત્તમભાઇ તરફથી.

૩૦) સિદ્ધપુરવાળા સંઘવી ચુનીલાલ મુગટરામભાઇ તથા ભાઇ નાથાલાલ જીવણરામભાઇ તરફથી.

૩૦) સિદ્ધપુરવાળા સંઘવી રણછોડભાઇ સવચંદભાઇ તથા સંઘવી ચમનલાલભાઇ મગનલાલભાઇ તરફથી.

૩૧) એક સદ્‌ગૃહસ્થ તરફથી–ગુપ્ત ભેટ;

૨૫) પાલણપૂરવાળા મેહેતા ધુડાભાઇ લવજીભાઇ તરફથી.

૧૦) ધ્રાંગધ્રાવાળા (હાલ મુંબઇ) શાહ જગજીવનદાસ દેવશીભાઇ તરફથી.

લી૦ શ્રીમદ્ પૂજ્યશ્રી ગોપાળજી સ્વામી,
ગ્રંથમાળાનાં કાર્યવાહક.

# વિવેચન.

પૂજ્યસાહેબ શ્રી હીમચંદ્રજી સ્વામીનાં વચનામૃતથી હૃદય આચ્છાદિત થતા શ્રીમદ્ પૂજ્યસાહેબ શ્રી ગોપાળજી સ્વામીને વૈરાગ્ય-વૃત્તિ પ્રદિપ્ત થઈ. જેમ સુર્લ્લભ આત્માઓ ગતભવના સંસ્કારોને આભારી થઇ ક્ષીણ થયેલ દીપક પ્રદિપ્ત થાય તેમ પ્રથમનું વલણ અંગીકાર કરે છે; તેજ પ્રમાણે પૂજ્યશ્રી ગોપાળજી સ્વામીનું સંસ્કારી હૃદય બોધીત થતા, માત્ર નવ વર્ષની ઉમ્મરે દિક્ષા ગ્રહણ કરી લીધી. કારણ કે **गुणाः पूजास्थानं न च लींगं न च वय**, એ સૂત્ર લોકમાન્યતામાં પ્રચલીત છે.

દિક્ષા ગ્રહણ કર્યા પછી ટૂંક સમયમાં શાસ્ત્રાધ્યયન કરી, નાની ઉમ્મરે સિદ્ધાંતોનાં રહસ્યમાં રમણ કરતા પૂજ્યસાહેબે ચારિત્ર એટલી હદે પાલન કર્યું કે, ચારિત્રની અખંડ જ્યોત તેમના સુસંસ્કારી હૃદયમાં જાગ્રત રહી, અને તેનો રમ્ય પ્રકાશ અન્ય પ્રાણીયોનાં હૃદયમાં છાપ પાડતો હતો, અને તેમનાં હૃદય પણ પવિત્ર બનાવતો હતો.

આહાહા ! ધન્ય છે તે મહાત્માનાં સરિતાસમ આત્માને કે તેમનાં અમૃતવારીથકી અન્ય આત્માઓને પોતે અંતરિક્ષ પોષણ આપી કૃતાર્થ બનાવતા હતા.

તદ્ઉપરાંત વ્યાકરણ, તર્ક, ન્યાય, કાવ્ય, કોષાદિ, અનેક શાસ્ત્રોમાં નિપૂણતા મેળવી તેઓશ્રીએ ચારે દિશાઓમાં વિજય વાવટો ફરકાવ્યો હતો.

આ સર્વ બાબતોમાં મન પ્રવર્ત્તાવતાથકા અજબ વાત તો એ હતી કે, તેઓશ્રીએ અનુભવીક આત્મિક્ જ્ઞાન એટલી હદે પ્રાપ્ત કર્યું

હતું કે, સુખદુઃખાદિ મનવિકારોને ઠોકર મારી નિરંતર ધ્યાનમુદ્રામાં તલ્લીન બની જતા હતા. જો કે પોતે સરાગસંયમી હોવા છતાં, વીતરાગ સંયમ તેમનામાં તરી આવતો હતો, અને ખરો સંયમ પણ તે જ કહેવાય.

સ્વ તથા અન્ય મતની શાસ્ત્રનિપુણતામાટે તેઓએ મારવાડ, મેવાડ, કચ્છ, ગુજરાત, ઝાલાવાડ, કાઠીયાવાડ આદિ દૂર દેશાવરોમાં ખ્યાતી મેળવી હતી, અને તે પ્રસંશા દિન પ્રતિદિન વૃદ્ધિ પામી હતી. અને એટલા માટેજ ઘણાં જૈન તથા અન્ય ભાવિક ગૃહસ્થો પોતાના મનની સમાધાની માટે પૂજ્યસાહેબ પાસે આવતા, અને જેમ તૃષાતુર જનને સરીતા પાસેથી પાણીની ભિક્ષા નિઃસંદેહ મળે; તેવીજ રીતે પૂજ્યસાહેબ પાસેથી પોતાના મનની સમાધાની દરેકને મળતી અને સંતોષ ધારણ કરી પાછા જતાં હતાં, અને તેથી પૂજ્ય સાહેબની શાસ્ત્રનિપૂણતા માટેની તેમના હૃદયમાં અવિચ્છિન્ન છાપ જડાઇ જતી હતી.

આ મહાપુરૂષ નિરંતર ગુપ્ત મન–સંયમ ધારણ કરી રાખતા હતા, અને પોતાની સમદ્રષ્ટિથી દરેક પ્રાણી ઉપર દયાદ્રષ્ટિ દર્શાવી અન્યના આત્માઓને બોધીત કરી પોતાની મનુષ્ય જીંદગીની સાફલ્યતા કરતા હતા.

તે પવિત્ર આત્માએ પોતાના શીષ્ય, પોતાના ધર્મનાં સર્વ આગારોને તો શું પણ અન્યધર્મિ ભાવિક ગૃહસ્થોને પણ પવિત્ર કરી શુદ્ધ માર્ગે પ્રવર્તાવ્યા છે. ધન્ય છે તેમની લાગણી અને સદ્‌વૃત્તિઓને.

પોતે પોતાનાં કર્મોને પાતળા પાડી દીધા હતા અને પોતાનું જીવન પૂર્ણ અંશે સાફલ્ય કર્યું હતું. તે પ્રાપ્ત કરવા પોતાના પુદ્‌ગળ

તેમની લક્ષ્મી ઉદારતાથી લુંટાવી દીધી હતી, અને જ્યારે સર્વ ખપી રહ્યું ત્યારે બાવન વર્ષ સુધી શુદ્ધ ત્રીરત્ન આરાધી સમાધી પરિણામે સંવત ૧૯૪૭ ના વૈશાક માસની શુક્લપક્ષની એકાદશીને શુભદિને તે પવિત્ર આત્મા, આ ફાની સૃષ્ટીનો ત્યાગ કરી સ્વર્ગ સંચરી ગયો.

તેમણે આ દુનિયા ઉપર કરેલ ઉપકારના બદલામાં પોતાનાં શીષ્યો અથવા અન્ય શું આપી કૃતાર્થ થઇ શકે ? છતાં અન્ય ભાવીક ગૃહસ્થો તરફથી પૂજ્ય શ્રી મોહનલાલજી સ્વામીને તે મહાત્માનું નામ લાઇબ્રેરી, ભંડાર, આદિ કોઇ પણ રીતિથી કાયમ રાખવા અવારનવાર આજીજી થતી હતી, પણ શ્રી મોહનલાલજી સ્વામીને આવી બાબતો ટૂંક સમય ચાલે અને પછી બંધ થાય, તે અવ્યાજબી લેખાય એ આશયથી તે રૂચતી નહતી.

પૂજ્ય સાહેબની વૃત્તિ એવી જાગ્રત થઇ કે પૂજ્ય શ્રી ગોપાળજી સ્વામી તરફથી મળેલ ગુરૂગમ્ય જ્ઞાન અને તેનાં રહસ્યો આદિ ભવ્યજીવોનાં હિતાર્થે છપાવી બહાર પડે તો અનેક પ્રાણીયોને લાભ થાય અને તેમનાં શિષ્યો મહારાજ નથુજીસ્વામી તથા આનંદઘનજીસ્વામી તથા મેઘરાજજીસ્વામી તથા ત્રીભોવનજીસ્વામી તથા વાલજીસ્વામી તથા ધરમસિંહજીસ્વામીના વિચારોએ તે બાબતની પુજ્ય શ્રી મોહનલાલજીસ્વામીની વૃત્તિને પુષ્ટિ આપી તે આશયથી પુજ્ય શ્રી મોહનલાલજીસ્વામીએ અને તેમનાં શીષ્યો નથુજી સ્વામી તથા આનંદઘનજી ઉર્ફે મણીલાલજીસ્વામી વિગેરે મુનીરાજોએ રચેલ ગ્રંથો, રાસો અને કાવ્યો જેમાં આજસુધીમાં સુધોપવાસ વ્યુત્પત્તિ, પ્રશ્નોત્તર મણિરત્નમાળા ભાગ ૧ લો, પ્રશ્નોત્તરમાળા, મધુકાવ્ય, મણિકાવ્ય સંગ્રહ,

ધર્મનો દરવાજો, હીતશિક્ષા, જૈનબાળશિક્ષણ, જૈનકન્યાશિક્ષણ અને અનુયોગદ્વાર સૂત્રનો કલ્પદ્રુમ એટલા પ્રગટ થયાં અને તેનો લાભ જનસમુદાય લઇ કૃતાર્થ થયાં, અને હજી પન્નર વીસ ગ્રંથો અને રાસો તૈયાર કરેલ છે.

પણ હવે પૂજ્ય આત્માએ કરેલ મહદ્ ઉપકારનાં યત્કિંચિત્ બદલામાં ત્યારપછી લખાયેલા ગ્રંથો તૈયાર હોવાથી તે ગ્રંથો તેમનાં નામની સાથે જોડી મણકા તરીકે બહાર પાડવા ભાવીક ગૃહસ્થોની પ્રબળ ઇચ્છા થઇ, અને તે માન્ય થવાથી તે પ્રમાણે કરવા ચોક્કસ વિચાર થયો. તે પેટે આ "આત્માનુભવ પ્રવેશીકા" પ્રથમ મણકા તરીકે બહાર પાડવામાં આવ્યું છે, અને હવે પછી સર્વ પુસ્તકો તેજ પ્રમાણે અનુક્રમે મણકા તરીકે બહાર પડશે.

મહાત્માશ્રીની એજ ઇચ્છા નિરંતર રહેતી કે, પોતાને લાભ મળે તે ઠીક પરંતુ તે લાભ અન્યને મળે અને ભવદારિદ્ર દૂર થાય તો તે લાભ આગળ અન્ય લાભ તુચ્છ છે. એ હેતુથી આ ગ્રંથો બહાર પાડવામાં આવે છે. આ લાભ સર્વને મળે અને ભવસાગર તરી આત્મિક અનુભવ પામી મુક્તિપૂરીનાં ગામી બને એજ મારી અન્તિમ ઇચ્છા પાર પાડવા શ્રી સમર્થ વીર પરમાત્મા સહાય બક્ષે. અસ્તુ:

આ પુસ્તક છપાવવામાં તેમજ તેનાં પ્રુફ સુધારવામાં મારા પરમસ્નેહી મી. વાડીલાલ કાકુભાઈ સંઘવીએ મને કીંમતી સહાય કરેલ છે.

લી. શ્રી સંઘ ચર્ણરજ,
**શેઠર મણીલાલ ત્રીભોવનદાસ.**

॥ ॐ श्री वीरेभ्योनमः ॥

# आत्मानुभव प्रवेशिका.

## પ્રકરણ ૧ લું.

### સામાજીક સ્થિતીનું રક્ષણ.

મારા વ્હાલા બંધુઓ! આધુનિક સમયમાં–આ જગતનાં પૂર્વ ભાગમાં સ્થિત થયેલ હિંદ ભૂમિમાં–જમાનો પોતાની અર્વાચિન સ્થિતિને ઘસડી લાવવા પોતાની સામાજીક, માનસિક સ્થિતિ સુધારવા અને આ અસાર સંસારમાં અસત્યને સત્ય મનાતા દેહીક સુખને પ્રાપ્ત કરવા ત્વરીત ગતિથી વહન કરે છે; માતૃ ભૂમિનાં સમર્થ નેત્તાઓ કેવળ સ્વાર્થ ત્યાગ બુદ્ધિથી પોતાના ભાઇઓનાં કલ્યાણઅર્થે સ્વતંત્રતાનો વિજય વાવટો ફરકાવવા મથન કર્યા કરે છે, તે વાસ્તવિક છે.

પરંતુ આ જીવે ચોરાશી લક્ષ યોનીમાં સમ્યકત્વ જ્ઞાન-વિના અનન્તિ અનન્તિવાર પરિભ્રમણ કર્યું છે.

શ્રી વૈરાગ્ય શતકમાં કહ્યું છે કે,—

गाथा--न सा जाइ न सा जाणा,
न तं ठाणं न तं कुलं;
न जाया न मुआ जथ्थ,
सव्वे जीवा अणंत्तसो ॥ १ ॥

અર્થ—(જત્થ કે૦) જ્યાં, (સવ્વે કે૦) સર્વ, (જીવા કે૦) જીવ જે તે, (અણુંત સો કે૦) અનંતીવાર, (ન જાયા કે૦) નથી ઉત્પન્ન થયા તથા (ન મુઆ કે૦) નથી મરણુ પાંમ્યા એવી (સા કે૦) તે અર્થાત્ તેવી કોઇ (જાઇ કે૦) જાતિ જે તે (ન કે૦) નથી. અને, (સા કે૦) તે અર્થાત્ તેવી કોઇ (જોણી કે૦) યોની જે તે (ન કે૦) નથી. અને (તં કે૦) તે અર્થાત્ તેવું કોઇ (ઠાણું કે૦) સ્થાન જે તે (ન કે૦) નથી અને (તં કે૦) તે અર્થાત્ તેવું કોઇ (કુલં કે૦) કુલ જે તે (ન કે૦) નથી. એટલે સર્વે જીવોને પૂર્વે કહેલાં સર્વે સ્થાનકો અનન્તિવાર થયા છે.

શ્રી ભગવતી સૂત્ર, સતક ૧૨, ઉદ્દેસે ૭ મેં-કહેલ છે કે,

"असति अदुवा अणंत्त खुत्तो,"

અર્થ—અનેકવાર અથવા અનંતિવાર ઉત્પન્ન થયો, એટલે પાંચ અનુત્તર વિમાનમાં દેવપણે અને તીર્થંકર,

ચક્રવર્તિ, વાસુદેવ, અને બળદેવ, એટલા સ્થળો વરજીને બાકીનાં સર્વ સ્થળે આ જીવ, માતા-પિત્તાપણે, ભાઇ-ભગિનીપણે, દાસ-દાસીપણે, રાય-રંક, શત્રુ-મિત્ર, સ્રી-પૂત્રપણે, દેવ-દેવી, નર્ક-નિગોદપણે, એમ આદિ સર્વ સ્થળે, એકવાર નહિં પણ અનેકવાર, અથવા અનન્તિ અનન્તિવાર, ત્યાં ત્યાં તે તે સ્થળે, જન્મી અને મરણ પામી, અનન્ત પુદ્ગલ પરાવર્ત્તન કીધાં, પણ સમ્યકત્વવિનાં આત્માનું કાંઇ પણ સાર્થક થયું નહિ; તેનું મૂળ કારણ શોધતા એટલો જ અનુભવ થાય છે કે, આ જીવે ખરૂં સુખ શોધ્યું નથી, અને શોધવાનો પ્રયત્ન પણ કીધો નથી, પરંતુ, જો ખરૂં સુખ શોધે તો તે સુખ તારા આત્મા વિષે જ છે. જેમકે, કસ્તુરીયો મૃગ પોતાની નાભીમાં કસ્તુરી હોવા છતાં, અન્ય સ્થળે, જાળા ઝાંખરામાં, કસ્તુરીની ભ્રમણાએ સુખ ધારી મૃત્યુનાં મુખમાં પડે છે, તેમ હે આત્મન્! અન્ય જે પુદ્ગલીક સુખ તે તારૂં સુખ નથી પણ આત્માનુભવ થવાથીજ અલૌકીક આત્મસુખ આપો આપજ પ્રગટ થશે.

આત્માનુભવ નહિં થવાથી નાના મોટા સુખ દુઃખની ઘટ્માળમાં આ જીવ અટવાયો છે-પડયો છે, સડયો છે, સબડયો છે, તેમજ અસાર સંસારમાં અનેકવાર પરિભ્રમણ કરાવનાર ષડરીપુનો પરાજય કરી આ જીવે પોતાનું નાવ (વહાણ) ભવોદધિમાં હંકારી આત્મિક જ્ઞાન, દર્શન અને

ચારિત્રરૂપી સુકાનવિના, અનન્ત કાળથી મધ્ય સાગરે બૂડયું છે અને તે પાર પહોંચી શકયું નથી. પ્રાણી માત્રનાં હૃદય-મંદિરમાં, દેદિપ્યમાન તેજોમય, અનન્ત શક્તિવાળો આત્મા વિરાજીત થયેલ છે તે નિર્લેપ, નિરવિકલ્પ છે.

સમ્યકત્વનાં શસ્ત્રવડે ષડ્રીપુને સંહારી, જ્ઞાન દશાથી તેનાં તેજોમય સ્વરૂપમાં સ્નાન કરવું, એ જ આ અમૂલ્ય મનુષ્યભવની સાર્થકતા છે. અંતર આત્માની દશાનું ભાન થવું, એ નિર્લેપ અવસ્થાનુંજ સ્વરૂપ છે. તે સ્વરૂપનું નિદાન પુદ્ગલીક વસ્તુઓનું મોહ નિવારણ છે. બીજા સ્વરૂપે સમજવાનું કે, રંગમાં રમણ કરતાં થકાં રંગનો પાસ બેસે નહિં, મિષ્ટાન વસ્તુઓ પ્રાસન કરતા થકા સ્વાદમાં પ્રીક્રાશ જણાય. આ ઘણોજ ગર્ભિત પ્રશ્ન છે; સમજ અને વિચાર શક્તિ અતુલ હોય તો જ સહેલાઇથી સમજી શકાય અને તે સમજવાને સદ્‍ગુરૂ જ્ઞાનની જરૂર છે, આધ્યાત્મિક પુસ્તકો વાંચવા-વિચારવાની જરૂર છે, પણ એ તો નિશ્ચય છે કે, તે સદ્‍ગુરૂ અથવા તો તે પુસ્તકો આત્મિક જ્ઞાન પ્રાપ્ત કરાવવા અસમર્થ છે. ફક્ત તમારો તે તરફનો નિરંતર પ્રયાસ, અને મનની દ્રઢતાનીજ ખાસ આવશ્યકતા છે. ગુરૂ અને પુસ્તકો એ રથનાં બે પૈડાં સમાન છે, પણ નિરંતર પ્રયાસ અને મનની દ્રઢતા રૂપી બે બળદ વિનાં રથ અને ચક, પૈડાં છતાં હાલન-ચાલન સ્થિતિમાં કેમ આવી શકે ? આત્મિક જ્ઞાનવાળાજ પ્રાણીયો મોક્ષનાં અધિકારી હોઇ શકે છે;

અને બાહ્યાંત્તર સંયમ કરતા અભ્યંતર સંયમ આચરનાર જ તે જ્ઞાન સમ્યકત્વથી પ્રાપ્ત કરી શકે છે.

પણ આજકાલ કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર, મોહ અને મમત્વ, આદિનું મન્ન ભૂમિકામાં વાવેત્તર, તેને ઇર્ષાનું મલીન પાણી પાયાથી થાય છે, અને તે જ્યારે ઊગી નીકળે ત્યારે તેનાં ફળ કડવા ઉત્પન્ન થાય છે. આવા કડવા ફળમાં સમ્યક્ત્વની પ્રાપ્તિ ક્યાંથી હોય ? અને આ કટુ ફળનો ચેપ ચોમેર ફેલાઇ બીજાઓને પણ બગાડે છે. તે ચેપ, તથા તે બીગાડ મટાડવા ક્ષેત્ર ભૂમીકામાં ચીરંકાળથી મજબૂત જડાઇ ગયેલ ઈર્ષાનાં મેલનો કચરો, તથા સ્વાર્થ વૃત્તિનાં ચોટેલા જાળા રૂપી લોથાને કાઢી નાખી, ભૂમી શુદ્ધ કરવાની પ્રથમ જરૂરીયાત છે, નહિંત્તર ગમે તેટલું સારૂં બીજ હોય છતાં વાવેલું ઉગી નીકળતું નથી, અને બીજ પણ વૃથ્થા જાય છે. કારણ કે, અનાદિકાળનો જ આ પ્રભાવ છે. ગુરૂ જ્ઞાન અને વાંચન વિચારણા ઉપયોગવિના દિપકવિનાનાં અંધારા સમાન છે. અલબત્ત તે માર્ગમાંથી ભૂલા પડેલા પંથીકને રસ્તે ચડાવનાર છે, પણ પર્ણ અંશે ફળદાયીકા નથી. દરેક વ્યક્તિનાં હેતુ, દરેક પ્રાણીયોનું સાર્થક તો ગુરૂજ્ઞાન અને વાંચન વિચારણા રૂપી શસ્ત્ર વડે, કામ, ક્રોધ, માન, માયા, લોભ, આદિ શત્રુઓને જીતી આત્મદશા રૂપી અજીત, અભેદ્ય, કિલ્લાનો કબજો લેવાનાં આશયમાંજ સમા-

ચેલું છે, અને તે દશા પ્રાપ્ત કરવા માનસિક, વીતરાગ-વૃત્તિ ધારણ કરવાની જરૂર છે. તેને માટે પ્રથમ અભ્યંતર અને બાહ્યાંત્તર તપ સમાધીની પ્રથમ જરૂર છે. તેમાં અભ્યંત્તર તપ સમાધીની અલૌકીકત્તા ઓરજ છે. તેથી પોતાના અંતર પટ્ટ તાળા ખુલી જાય છે, અને આત્મા ઈશ્વરી તેજોમય આનંદ ઉદધીમાં સ્નાન કરે છે, તેની સાથે બાહ્યાંત્તર તપ સમાધીની એક સામાન્ય અંગ તરીકે જરૂર છે.

સાધુ, સાધવી, શ્રાવક, અને શ્રાવીકા, પોતાનો ધર્મ યથાસ્થિત સ્વરૂપે શ્રી મહાવીર પરમાત્માએ પરૂપેલી રીતીયે પ્રતિપાલન ન કરે, પોતાની પવિત્ર ફરજ જો અદા ન કરે તો અભ્યુદયની આશા રાખવી તે આકાશ કુસુમવત્ છે.

શ્રાવક, શ્રાવીકાઓના, અધર્મને માર્ગ અનુસરી કેવળ સ્વાર્થ, માન, માયા, વિગેરેનાથી રંગીત હૃદયમાં અનેક પ્રકારની ઉપાધીયો, દુઃખોની જવાળાનાં ભણુકા સળગતા ઊછાળા મારી રહ્યાં છે, તો પણ લોટ ખાવો અને ભસવું એ વિરોધાભાસના દ્રષ્ય થતા છતાં સુખની આશાને માટે વલખાં મારવાં તે મૂર્ખતા નહિ તો બીજું શું ?

વર્ષોનાં વર્ષો સુધી ગુરૂ પાસેથી જ્ઞાન સાંભળ્યું, અને પ્રાપ્ત પણ કર્યું, પુસ્તકોનું નિરીક્ષણ કર્યું, સતસંગતી રાખી, સરાગી સંયમ પાળી, બાહ્યભાવે તપ આદર્યો; તો પણ

મનની જડતા નાશ ન પામી તે ન જ પામી. માત્ર ક્ષીરનાં ઉખરડાનો સ્વાદ રહ્યો, તે ન્યાયે ફક્ત દેવાદિની ગતી મળે, પણ મુક્તિ તો નથી જ મળવાની !

હે પામર પ્રાણી જીવ ! કાળ અચાનક ટોટો દબાવશે તે વખતે કીશોર વય, સુજાત, કુલીનતા, મોટાઇ કાંઈ પણ તે જોશે નહિ. તારી દ્રષ્ટી સમીપ, એવા અસંખ્ય દાખલાઓ જોયા, અનુભવ્યા, છતાં જડવત્ મનની કુણાશ તને પ્રાપ્ત ન થઈ. કેટલી મૂર્ખતા, કેટલી ક્રૂરતા, અરે ! કેટલી નિર્દયતા ! સમજ ! સમજ !! હજી વખત છે. હજી બાજી પણ હાથમાં છે. પરોડ થવાને એક કલાક બાકી છે, કામ વિશેષ કરવાનું છે, માટે ચેત ! અને તારા હ્રદયમાં બીરાજેલા પવિત્ર હ્રદય આત્માનું ભાન પ્રાપ્ત કરી, તે તેજોમય સ્વરૂપમાં ભળી જા, અને તારા પૂર્વે કરેલા અને આ ભવમાં અદ્યાપી પર્યંત લાગેલા પાપ કર્મોને ક્ષય કરી મોક્ષનો માર્ગ ગ્રહી લે. અમૂલ્ય હીરા હાથમાંથી ચાલ્યો જાય છે. કુકડા સમ તું તેને નિર્માલ્ય જાણી ફેંકી ના દે. મૃત્યુના ઘંટ નાદમાં, રૌદ્રધ્યાન, વિમાસણ, પશ્ચાતાપ, આક્રંદ કરતા નજીવી દશા અનુભવી લે, અને કપટતાળાને આત્મજ્ઞાનરૂપી કુંચી લાશુ પાડી, મોક્ષ મ્હેલમાં પ્રવેશ કરી આનંદ પ્રાપ્ત કર.



## પ્રકરણ ૨ જું.

## આત્મિક સ્વરૂપ.

આત્મા એ ચૈતન્ય સ્વરૂપે એકરૂપ છે, અને અન્ય સ્વરૂપે એ ભિન્ન ભિન્ન ભાસે છે તેનું સ્પષ્ટીકરણ નીચે કહેવામાં આવે છે.

શુદ્ધ સ્વરૂપે બિરાજેલો ચૈતન્ય આત્મા જેને રૂપી, અરૂપી એહવા અનેક પુદ્‌ગલોએ ઘેરી લીધો છે, જે ઉપરથી આત્માનાં ભાન વિનાનાં જીવને તે પુદ્‌ગલોજ સત્ય લાગે છે, અને ચૈતન્યનું સ્વરૂપ જાણી જ શકતો નથી, તે જડતાનું જ પરિણામ છે. દાખલા તરીકે–દીવાને જેમ લાલ, લીલી, પીળી વિગેરે રંગની ચીમની હોય, તેથી પ્રકાશ પણ તે પ્રમાણે પડે છે, પણ દીવાનું મૂળ સ્વરૂપ તો તેજ છે. ફકત ભાજનને લઇનેજ અન્ય સ્વરૂપ ભાસે છે. દીવો તો અસલ સ્વરૂપે બીરાજી રહેલો છે. જેમ એક બત્તી હોય અને સારી બળતી હોય પરંતુ તે ચીમનીનાં કાચને બહુજ મેષ વળી ગઇ હોય તો પ્રકાશ બીલકુલ પડતો નથી, તેથી દીવાની શક્તિ ઓછી થઇ નથી પણ મેષનાં આવરણોને લઈ પ્રકાશ આપણે પામી શકતા નથી, તેવીજ રીતે જે મેષરૂપ કર્મનાં પુદ્‌ગલોથી આત્માનો પ્રકાશ

આપણી પાસે આવતો અટકાવે છે, તે કર્મનાં પુદ્ગલોનો નાશ કરવાની ખાસ જરૂર છે. પુદ્ગલો વિનાશી છે અને આત્મા અવિનાશી છે. પુદ્ગલો વિનાશી છે પણ ફક્ત આત્મા એકજ અવિનાશી છે, એવું ભાન જ્યારે થશે અને એવું સ્વરૂપ તાદ્રષ્ય ખડું થાય ત્યારેજ આત્માનું કલ્યાણ થઇ શકે, તેને માટે સચોટ દ્રષ્ટાંત શ્રી જંબુદ્વીપ પન્નતી સૂત્રમાં ભરત મહારાજાનું બતાવ્યું છે તે ખાસ મનન કરવા જેવું છે. સર્વેએ વાંચ્યું તો હશે અને સાંભળ્યું પણ હશે છતાં અત્રે હું વાંચક વર્ગને જાણ થવા માટે જણાવું છું કે ભરત મહારાજાએ જ્યારે અરિસા ભુવનમાં પોતાનું બાહ્ય સ્વરૂપ અવલોકર્યું ત્યારે તેમને પુદ્ગલીક રચનાંનો અનુભવ થયો, અને પુદ્ગલથીજ હું શોભું છું, એવો વિચાર ઉદ્ભવ્યો.

આહાહા ! કેવી પુદ્ગલોની રચના ! પુદ્ગલમયજ આ દુનિયા અને જે હું સુખ અનુભવું છું તે પણ પુદ્ગલીક વસ્તુનુંજ. જગતમાં પુદ્ગલનો પાસ ઓછો નથી. એક કવીએ કહ્યું છે કે—

## પુદ્ગલીક રચના વિષે ગાયન.

[ જોખરે ઊતારો રાજા ભરથરી—એ રાગ. ]

ખાવા પીવા વસ્ત્ર પુદ્ગલો, પુદ્ગલીક મ્હેલ બનાયજી,
પુદ્ગલ કેરૂં આ પૂતળું, તેમાં શું લલચાયજી;

આત્મ સ્વરૂપ નવી ઓળખ્યું, ઓળખ્યો નહિં નીજ ધર્મજી.
આત્મ૦—એ ટેક૦ ૧

જ્યાં જુવો ત્યાં પુદ્‌ગલ દશા, તેનીજ માનતો હંસજી;
એહી વિભાવી ભર્મથી, વધતો કર્મનો વંશજી. આત્મ૦

સુમત્તિ સુંદરી છોડીને, કુમત્તિ કુટીલે લોભાયજી;
જ્ઞાની જ્ઞાનથી જાણુતા, અંતર આત્મા ક્ષોભાયજી. આત્મ૦

કુમતિ સંગે કુંવર થયા, કાઠીયા કપૂત્તને ભાળજી;
પ્યાલો વિષનો પોષતા, અંતર પ્રગટી ઝાળજી. આત્મ૦

મદ મત્સર મોહ માનથી, ભવાબ્ધિએ રહ્યો ઝુલ્યજી;
મમત ગ્રહીને મૂઢ બની, નિજાનંદને ભૂલ્યજી. આત્મ૦

સંત પુરૂષ સુખે કહે, છોડ કુમત્તિ કુનારજી;
સહેજાત્મ પદ સાધવા, સુમત્તિ ગ્રહે સુખ સારજી. આત્મ૦

સુમત્તિ સંગે સુસંપદા, પ્રેમે પડશે પાયજી;
ચિદાનંદ સુખ ચોંપથી, મળતા મહા સિદ્ધિ થાયજી. આત્મ૦

પુદ્‌ગલ પ્રેમને છોડતા, થાય આત્મ અબંધજી;
શુદ્ધ રત્નત્રય રાખતા, પછે કુણુ કરે ધંધજી. આત્મ૦

મણિ તુલ્ય માનવ દેહથી, સાર્થક કરી લેને શૂરજી;
આનંદઘન શીવ સુખ મળે, કર્મથી થાય ચકચૂરજી. આત્મ૦

## બહીરાત્મા અને અંતર આત્માનો સંવાદ.

બહીરાત્મા—ભલેને જ્ઞાની પુરૂષો પુદ્‌ગલીક સુખને નષ્ટ ગણે, પણ આ પુદ્‌ગલીક સુખ, આનંદ, વૈભવ કેટલો આપે છે, અને તેજ આનંદથી ખમાખમા થાય છે.

અંતરાત્મા—હા, ભાઈ ખમા ખમા થાય છે, તે વાત ખરી છે, પરંતુ તે સર્વ સુખો વિનાશી છે; અને તેને મુકી એક વખત તું અવશ્ય જવાનોજ છું, તે વાત ધ્યાનમાં રાખજે.

બહીરાત્મા—ના ના. બીલકુલ નહિ; તે સુખો કાયમ રહેવાના, અને આ સ્ત્રી, પૂત્ર, પૌત્રાદિ, ધન, ધન્યાદિ, વૈભવો મને તો ઓરજ આનંદ આપે છે.

અંતર૦-ઝેર જ્યારે શરીરમાં રોમે રોમે પરિણમશે, ત્યારે તારી સ્થિતિ કેવી થશે તેનું તને છે કાંઇ ભાન ?

બહી૦—ના ના, તે તો ભાન નથી.

અંતર૦—તો ભાઇ, જરા અંતર ચક્ષુ ખોલી વિચાર કર કે, આ સુખ તો અલ્પ છે પણ તેથી અત્યંત વિશેષ સુખો તને અનેક ભવે પ્રાપ્ત થયા, અને તે સુખોનો ઉપ-ભોગ કરતા, ઝેર લ્હેર લાગી અને તે ઝેર વડેજ તારો આત્મા અવરાતા, છેવટે અધોગતીનો તું અધિકારી થયો, તેનું ભાન પ્રગટાવ.

બહી૦-કેવા કેવા સુખો મળ્યા તે તો કહો ?

અંતર૦-શાન્ત થઇ સાંભળ ભાઈ ! તેં કેવા કેવા સુખો અનુભવ્યા છે, તે હું કહી બતાવું છું.

गाथाः-लभ्भंत्ति विमला भोए,
लभ्भंत्ति सुर संपया;

लब्भंत्ति पुत्त मित्तं च,
एगो धम्मो न लब्भइ ॥ १ ॥

ભાવાર્થ—વિમળ એહવા ભોગ, દેવતાની સંપદા તથા પૂત્ર અને મિત્ર એ સર્વ જીવથી મેળવી શકાય છે. અર્થાત્ એવા સુખો અનંતવાર મળ્યા અને મેળવી શકાય છે, પણ એક વસ્તુ મળવી મહા દુર્લભ છે.

બહી૦—એવી કઇ વસ્તુ મેળવવી દુર્લભ છે ?

અંતર૦—અહો ભાઇ ! જીનેશ્વર દેવનો પરૂપેલો એવો એક શુદ્ધ ધર્મ, તે મેળવી શકાતો નથી, અર્થાત્ ધર્મ મળવો દુર્લભ છે.

બહી૦—આહા હા ! આમાં તમે શું આશ્ચર્યની વાત કહી ? અમે તો કાયમ ધર્મ કરીયે છીયે. તે શું ધર્મ નહિં ?

અંતર૦—તમે જે જે ધર્મ કરો છો તે વ્યવહારીક ધર્મ છે, પણ આત્મિક ધર્મ નથી.

બહી૦—આત્મિક ધર્મનું સ્વરૂપ શું ?

અંતર૦—આત્મિક ધર્મનું સ્વરૂપ એ જ કે જે જે ધર્મ ક્રિયા કરે, તેનો પ્રથમ અનુભવ મેળવે અને તે જ અનુભવ પ્રમાણે અડગપણે આદરે, અને પુદ્‌ગલીક જે જે સુખ વૈભવ મને મળ્યા છે, તે સર્વ અનાથી મુનીવત્ જાણે કે તે મારા નથી.

બહી૦-ત્યારે મારૂં શું ?

અંતર૦—તારી વસ્તુ તારી પાસે જ છે, તે તને સમજાશે ત્યારે આ વ્યવહારીક સબંધ જોડનાર કોઈ મારા નથી એમ જણાશે. એકાગ્ર ચિત્તથી નીચેની ગાથા સાંભળ.

**एगोहं नत्थिमे कोइ, नाह-मन्नस्स कस्सइ;**
**एवं अदीण मणसा, अप्पाण मणु सासइ ॥**

ભાવાર્થ-હું એક છું કોઇ મ્હારો નથી, તેમ હું પણ કોઇનો નથી. એમ અદિન મન થકો એટલે સાવધાન ચિત્તવાળો થઈને પોતાના આત્માને શિખામણ આપે, અર્થાત્ તને દુઃખ આવ્યે એ સર્વ સબંધ ત્રાણ શર્ણ નથી તેમ મુક્ત કરનાર નથી. આત્મા એકલો આવ્યો છે અને એકલો જ જવાનો છે. માટે તારી વસ્તુ તું શોધ પણ પર વસ્તુ જે પુદ્ગલીક છે તે તારી નથી.

બહી૦-તો મારી વસ્તુ કઈ ?

અંતર૦-તારા આત્માની વસ્તુ તારી સાથે આવનાર છે. નીચેની ગાથા તું શાન્તપણે શ્રવણ કર.

**एगो मे सासओ अप्पा, नाण दंसण संजुओ;**
**सेसा मे बाहिरा भावा, सव्वे संजोग लख्खणा**

ભવાર્થ—જ્ઞાન, દર્શને કરી સંયુકત, સદા શાશ્વત એટલે નિત્ય અને રાગાદિક પર ભાવથી રહીત એહવો જે

મ્હારો આત્મા તે એકજ છે, અને શેષ એટલે બાકી રહેલા દ્રવ્યથકી તન, ધન, કુટુંબાદિ સંયોગ, મેળાપરૂપ અને ભાવથકી, વિષય–કષાયાદિરૂપ સંયોગ મેળાપ એવા ભાવ તે સર્વ મહારા સ્વરૂપથી જુદા છે.

## બહીરાત્માને ભાન થતા અંતર આત્મામાં પ્રવેશ.

ખરેખર મારી વસ્તુ તો મારા એક આત્મામાંજ છે, અને શાશ્વત સુખને આપનાર પણ એ મારો સિદ્ધ સમાન દ્રવ્ય આત્માજ છે. પણ કષાય આત્મા અને જોગ આત્મા, અશુદ્ધ ઉપયોગ આત્માનાં યોગે આજ સુધી અશુદ્ધ પ્રવર્ત્તિમાં વીર્ય આત્માનું બળ ફોરવી પુદ્ગલ પ્રેમ જોડી શુદ્ધ જ્ઞાન, દર્શનમય આત્માને ભૂલી ગયો તે ખરેખર ખેદની વાત.

પણ હા, હવે સમજ્યો. મારી વસ્તુ તો મારો તેજોમય આત્મા જ્ઞાન, દર્શનમય છે તે જ મારૂં સર્વસ્વ છે, એહવું ભાન થતાં તેજ સ્થળે, ગૃહસ્થલીંગ હોવા છતાં આવરણ તોડી, કોઇથી હણાય યા બળાય નહિ એહવું કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કર્યું.

આહા હા ! ધન્ય છે ! તે વીર પુરૂષને કે જેણે અલ્પ સમયમાં આવરણ તોડી કેવળ જ્ઞાનની પ્રાપ્તિ કરી; ઘણાં કાળ પર્યંત દીક્ષિત ભાવે વિચરી, છેવટે મોક્ષ મ્હેલનાં

અધિકારી થયા. તેવીજ રીતે પૂર્ણ સત્તાવાળો આ આપણો પોતાનો આત્મા છે. તેમ સર્વ યોનીમાં રહેલ પ્રાણી માત્રનો આત્મા પણ તેવીજ રીતે ખરેખર પરિપૂર્ણ સત્તા ધરાવે છે.

" आत्मा सर्वे भुतेषु " આત્મા પ્રાણી માત્રમાં બીરાજેલો છે, પરંતુ જેવું જેનું આત્મિક બળ તે પ્રમાણે લાભ આપે છે. હીરા, માણેકની કિંમત ઝવેરી જ આંકી શકે છે, તે જ પ્રમાણે આત્માની શકિત, આત્માનું ભાન અને આત્માની કિંમત અનુભવી જ્ઞાની જ મેળવી અલૌકીક આનંદ અનુભવે છે. બાકી અન્યને તો ભાજનનાં રંગ પ્રમાણે, ભાજ્ય વસ્તુનું ભાન આવી શકે છે. તેનું નામ બેભાન છે. દાખલા તરીકે–આત્મા જ્યારે જેવા કષાય, જેવી સ્થિતિ અને જેવા પર્યાયમાં પ્રવર્તે, તે પ્રમાણે તે લેખાય છે. જ્ઞાનમાં પ્રવર્તે તો જ્ઞાનાત્મા, અને કષાયમાં પ્રવર્તે તો કષાય આત્મા ગણાય છે. માટે દરેકનો ધર્મ, દરેકની ફરજ, અને દરેકનો આશય આ સૃષ્ટિમાં મનુષ્ય જન્મ અને જૈન ધર્મ પાંમી આત્મારૂપી સુરમ્ય સુવાસીત બગીચાનાં ઝાડ અને તેનાં પુષ્પો જ્ઞાન, દર્શન અને ચારિત્રનાં શુદ્ધવારીનું સીંચન કરી પૂર્ણ સંભાળથી ઉચ્છેરી આત્માને મોક્ષગામી બનાવો ઇશ્વરી સુખનાં આનંદનો લ્હાવો લેવો. આહા હા ! કેવો અપૂર્વ આનંદ ? અને તે જે પાંમ્યા તેમને ધન્ય છે. શ્રી કેવળી ભગવંતે શ્રી ઊતરાધ્યયનજી

સૂત્રનાં અધ્યયન ૨૮ માં કહ્યું છે કે,–આ જગત્ ષટ્ દ્રવ્યમય છે. ગાથાઃ-

**धम्मो अहम्मो आगासं, कालो पुग्ग जंत्तवो;**
**एस लोगोत्ति पन्नत्तो, जिणेहिं वर दंसीहिं ॥**

અર્થ—(૧) ધર્માસ્તિકાય, (૨) અધર્માસ્તિકાય, (૩) આકાશાસ્તિકાય, (૪) કાલ સમયાદિરૂપ, (૫) પુદ્ગલ અને (૬) જીવ. એ ષટ્ દ્રવ્યમય આ જગત છે. એમ વસ્તુઓનાં યથાસ્થિત જ્ઞાનવાળા શ્રી કેવળી ભગવાને કહ્યું છે. ગાથાઃ—

**नाणं च दंसण चेव, चरित्तं च तवो तहा;**
**वीरियं उवउ गोय, एवं जीवस्स लख्खणं ॥**

અર્થ—જ્ઞાન, દર્શન, ચરિત્ર, તપ, વીર્ય, અને ઉપયોગ એ જીવનાં લક્ષણુ છે. ૧૧

**गाथाः-सद्दंधयारउज्जोओ, पहाछाया तवो विय;**
**वन्नरस गंध फासा; पुग्गलाणंतु लख्खणं ॥**

અર્થ—શબ્દનો ધ્વનિ, અંધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, પ્રકાશ, વર્ણ, રસ, ગંધ, અને સ્પર્શ એ સર્વ પુદ્ગલનાં લક્ષણો છે. ૧૨.

જીવનાં લક્ષણોએ પ્રેરેલો આત્મા જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષપદ પાંમવા ભાગ્યવંત બને છે, અને તેજ આત્મા જો

પુદ્‌ગલનાં લક્ષણોનું અલ્પ સુખ દેનારાને સત્ય માની સેવન કરે તો અધોગતીનો અધિકારી બને છે. જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, અને મોક્ષ, વિગેરે નવ તત્વ છે. તેને અંગીકાર કરી સત્ય ઉપદેશ શુદ્ધ ભાવથી કરે તો તેને સમ્યકત્વજ્ઞાન પ્રાપ્ત થયું ગણાય. જેમકે પાણી ઊપર તેલનું બીંદુ પડે છતાં પાણી તે તેલને ગમે તેટલા સંજોગો હોય તોપણ સંઘરે નહિં; તેવી રીતે આત્માને પુદ્‌ગલીક વસ્તુનું ગમે તેટલું દબાણ હોય તોપણ તેને આધિન ન થાય તેજ સમર્થ આત્મા કહેવાય અને તેજ આત્મા નિર્લેપ સમજાય. એહવા સમર્થ સદાત્માને મારા ત્રીકાળ નમસ્કાર હો. ગાથા:—

परमथ्थ संथवो वा, सुदिठ्ठ परमथ्थ सेवणा वावि;
वावन्न कुंदसण वज्जणाय, सम्मत्त सद्दहणा ॥

અર્થ–જીવાદિ તત્વોનાં સ્વરૂપનું જ્ઞાન, ને નવ તત્વોનું જ્ઞાન ધરાવનારની સેવા અને કુદર્શની તથા ભ્રષ્ટાચારીનો ત્યાગ, એ સમ્યકત્વનાં લક્ષણ છે. ૨૮

અર્થાત્ સમ્યકૃત્વ વિના શુદ્ધ ચારિત્ર સંભવે નહિં. સમ્યકૃત્વથી ચારિત્ર પ્રાપ્ત થાય છે. સમ્યકૃત્વ અને ચારિત્ર, સમકાલીન હોઈ શકે. અથવા તો સમ્યકૃત્વ ચારિત્રનાં પહેલું હોય. વળી કહે છે કે, ગાથા:-

**नादंसणिस्स नाणं, नाणेण विणानहुंतिचरणगुणा;**
**अगुणस्स नथ्थि मोख्खो, नथ्थिअमोख्खस्सनिव्वाणं.**

અર્થ—સત્ય, દર્શન વિના, સત્ય જ્ઞાન સંભવે નહિ; સત્ય જ્ઞાનવિના શુદ્ધ ચારિત્ર સંભવે નહિં; શુદ્ધ ચારિત્રવિના કર્મનો ક્ષય સંભવે નહિ; અને કર્મક્ષયવિના નિર્વાણ ( મુક્તિ ) સંભવે નહિ. ૩૦

દરેક પ્રાણીએ ક્રમે ક્રમે-પગલે પગલે-આગળ વધવું જોઇયે, અને તે પણ લોભ, માન, માયા, અને ક્રોધ વિગેરેનાં આવરણોથી વિહીન થઇને જ. નહિતર એક લોભી મનુષ્ય પોતાને એકજ સુવર્ણ દાગીનો હોય, અને તે લાજ આબરૂ વધારવાને માટે સમાજમાં પેહેરી લાવે, અને જ્યારે તેના કમભાગ્યે ખોવાઈ જાય, ત્યારે તે નિર્ધન બને છે; તેવીજ રીતે સાધુ નિષ્કામી આહાર વિના, મનુષ્યભવરૂપી હીરો ગુમાવી બેસે છે, અને ઉપરના દ્રષ્ટાંત પ્રમાણે નિર્ધન મનુષ્યનાં દાગીના માફક પોતાનાં મેળવેલા જવાહીરથી પણ વિમુખ બને છે. તેથી જ મોક્ષ જેવી અગમ્ય વસ્તુ પ્રાપ્ત કરવાને માટે શ્રીભગવંતે પરૂપેલી રીતીયો લેવી, તેનું ગુપ્તપણે પ્રતિપાલન કરવું, અને અનુભવ જ્ઞાનમાં ઉતારવું એજ શ્રેય રસ્તો છે. બાહ્યક્રિયાઓ જે જે કરવામાં આવે છે, તેમાં નેવુ ટકા મારા અનુભવ પ્રમાણે નિષ્કામી હોતી નથી. આ સૃષ્ટીમાં ઠેકાણે ઠેકાણે મનને ભૂલાવો

ખવડાવવાને માટે માયાવી આવરણો અડગ થઇ ઉભા છે, ઠેકાણે ઠેકાણે ભોળવવાને, ઠગવાને, લલચાવવાને અને ઉંચ સ્થિતિમાં ચડી ગયેલાને નીચે ગબડાવવાને માટે માયાવી કપટ જાળો પથરાયેલી છે.

શ્રી સુયગડાંગજી સૂત્રનાં શ્રુતસ્કંધ બીજામાં તેર ક્રિયાનાં અધિકારે વીર પ્રભુએ માયાવત્તિયા ક્રિયાનું સ્વરૂપ દેખાડયું છે. જેમાં કહ્યું છે કે, કોઇ પ્રાણી યા સાધુ-સાધવી યત્ કિંચિત્ માયાનું સ્થાન સેવશે તો એક ગર્ભેથી બીજે ગર્ભે; એક જન્મથી બીજે જન્મ, એમ મરણ ઉપર મરણ અનન્તવાર કરશે. એહવી માયા મહામોહની છે.

વળી શ્રી સુયગડાંગજી સૂત્રનાં શ્રુતસ્કંધ ૧ લો, અધ્યયન ૨, ઉદ્દેશો ૧ લાની ગાથામાં કહ્યું છે કે,

जइविनिगिणे किसेचरे, जइविभुंजइ मासमंतसो;
इहंमायाइं मिज्जइं, आगंत्ता गब्भाणं तस्सो ॥

ભાવાર્થ—કોઇ પણ સ્વમતિ, તથા અન્યમતિ, સંસાર છોડી પ્રવજ્યા ગ્રહણ કરીને નગ્ન રહે, માસ માસનાં ઉપવાસ કરી કાયાને કૃષ એટલે દુર્બલ કરે, પણ આલોકને વિષે, જો માયા કરે તો આગમીયા કાળે અનન્તા ગર્ભનાં દુઃખ પાંમશે; ઉપલક્ષણથી, ક્રોધ, માન, અને લોભ પણ સમજવા. માટે હે ભવ્ય જીવ! તું જે જે કરણી કર તેમાં પ્રથમ હૃદય સરલ કર કે જેથી કરી માયા કપટ તજી

પુદ્ગલીક આશારહીત નિસ્પૃહીપણું જો તું સંયમ તપ કરીશ તો તારા આત્મા માટે મુક્તિનો મારગ સરલ થશે. ગ્રંથમાં પણ તે હેતુ બતાવે છે કે,

દુહો--નગ્ન માસ ઉપવાશીયો, લુખ તુચ્છ લીયે અન્ન;
ગર્ભ અનંતા પાંમશે, જો છે માયા મન્ન. ૧

એટલે, મુની નગ્ન રહેવાવાળો, માસખમણને પારણે માસખમણનો કરવાવાળો, અને લુખ તુચ્છ આહાર ઉપર જ જીવિત્વ નભાવવાવાળો છે, છતાં જો તેના હ્રદયમાં માયા કપટ, યત્ કિંચિત્ હશે તો અનંતવાર ગર્ભાવાસનાં દુઃખો પાંમી છેવટે ચાર ગતીમાં પરિભ્રમણ કરવા છતાં પાર પામશે નહિ.

દ્રષ્ટાંતઃ--શ્રી જ્ઞાતાજી સૂત્રનાં અધ્યયન ૮ માં મહાબળ રાજાએ ૭ મિત્ર રાજા સંઘાતે દિક્ષા લઇ એકમત કર્યો કે, આપણે સાતે જણાએ સરખોજ તપ કરવો, અને તેજ પ્રમાણે વર્ત્તતા થકા વડીલ મહાબલ મુનીને વિચાર થયો કે, જો હું વિશેષ તપ કરૂં તો દેવાદિકમાં મહત્ પદવી પાંમીશ એવા હેતુએ માત્ર ૭ અણગારોથી કપટ કરી ત્રણ ઉપવાસ વિશેષ કર્યા, તેજ વખતે સમ્યક્ત્વ વમી, મિથ્યાત્વનાં પરજોસમાં સ્રીવેદ કર્મ ઉપાર્જન કર્યું, અને આવતા મનુષ્ય ભવમાં, તીર્થંકર સ્રીવેદે ન હોવા છતાં પોતે તીર્થંકર સ્રીવેદે ઉત્પન્ન થયા.

આ હા હા ! આ શું ? એજ માયાનું પ્રબળપણું ! જો કે ધર્મમાં કપટ કર્યું છતાં તેમને કર્મે પણ છોડયા નહિં, માટે અહો સુજ્ઞ અને શાણા ભવ્ય જીવો ! એહવા માયાનાં બંધનથી મુક્ત થવા પ્રયત્ન કરો, નહિંતો માયાવિયા માણસો અંત્તરઘટ્ટમાં અતિ ઝેર રાખી મુખે મીઠું બોલી તને તુરતમાં ફસાવી દેશે. શ્રી ઠાણાયંગજી સૂત્ર મધ્યે કહ્યું છે કે, પાઠઃ विषकुंभे, महुपिहिणे, એટલે, માયાવી મનુષ્યનાં હ્રુદયમાં વિષ છે, અને મુખે અમૃત છે, એટલે, વાણીમાં અમૃત જેથી ભોળા પ્રાણીને ભરમાતા વાર લાગતી નથી. તેથી હે આત્મન્ ! તું ચેત ! વળી કહ્યું છે કે—

श्लोक-दुर्जनः प्रियवादी च, नैत्तद्विश्वाश कारणम्;
मधू तिष्ठति जिव्हाग्रे, हृदयेतु हलाहलम् ॥ १ ॥

દુહો—માયાવિ જે માણસો, કેમ પત્તિજા થાય;
મયૂર મુખ મીઠો લવે, સાપ સપુંછો ખાય. ૧

હે આત્મન ! એહવા માયાવી મનુષ્યનાં પાસમાં પડતો ના. કારણ કે તેવી કપટ જાળોમાં તેવા માયાવી આવરણોમાં ખુલ્લે ખુલ્લી, છચોક લક્ષ્મી લઇ જનાર નિશ્ચયે ફસાઇ, મહા મુલ્યે મેળવેલી લક્ષ્મી ગુમાવી બેસે છે, પણ છૂપાવી લઇ જનાર આગમચેતીથી ગુમાવી બેસતો નથી; તેવીજ

રીતે ગુપ્તપણે કરવામાં આવતી ક્રિયાઓ પૂર્ણ લાભદાયી છે, એમ મારો નિશ્ચય અનુભવ છે. માટે અનુભવ શિવાય જ્ઞાન નથી, અને જ્ઞાન દિપક વિનાં હૃદયતિમીર હણાય નહિ; અને હૃદયતિમીર હણાયા શિવાય આત્માનું કલ્યાણ થઈ શકે નહિં. માટે જ્ઞાન જે હું કેહેવા માગું છું તે જ અનુભવ અથવા આત્મિક જ્ઞાન. તે પાંમ્યા શિવાય બાહ્ય ક્રિયાઓથીજ મોક્ષ પ્રાપ્ત થઈ શકે જ નહિં, માટે તે જ્ઞાન પાંમી પુદ્ગળ રૂપી મેઘને દૂર કરી ખરા આત્મારૂપી દિપકનાં પ્રકાશનો પૂર્ણાનંદ પ્રાપ્ત કર, એજ મારી ભાવના છે. અને તે પ્રાપ્ત કરવા શ્રી મહાવીરદેવ તને સહાય બક્ષે એજ મારી યાચના છે.

---

## પ્રકરણ ૩ જું.

---

## ધર્મનાં પ્રકાર.

---

હવે હું ધર્મનાં પ્રકાર વિષે બે બોલ બોલવા માગું છું. તેહનાં નામઃ-૧. આગાર ધર્મ, અને ૨. અણગાર-ધર્મ. આગાર ધર્મ, શ્રાવક, શ્રાવીકાનો છે, અને અણગાર ધર્મ મુની મહારાજાઓ ને સાધવીઓનો છે. આગારધર્મમાં પણ વ્યવહાર ધર્મ અને આત્મિક ધર્મ એવા બે પેટા

વિભાગ છે. આગારના વ્યવહારધર્મમાં પોતાની વ્યવહારીક ફરજોનું પ્રત્તિ પાલન શુદ્ધ રીતિથી, અને પવિત્ર હ્રુદયથી કરવાનું છે; અને આત્મિક ધર્મ વિભાગમાં પોતાની વ્યવહારીક પવિત્ર ફરજો બજાવ્યા ઉપરાંત આત્માનુભવ જ્ઞાન સંપાદન કરી યથેચ્છ ક્રિયાઓ અંગીકાર કરી પોતાના મનુષ્યભવનું સાર્થક કરવાનું છે. શ્રાવક, શ્રાવીકા એકવીશ ગુણે કરી યુક્ત તથા સાધુ-સાધવી સત્યાવીશ ગુણે કરી વિભુષિત્ત થયેલ હોય તોજ તે નામ ધારણ કરવાને પાત્ર છે. દરેક જણે વિચારી જોવું કે, આપણામાં તે પૈકીનાં કેટલા ગુણો છે, અને જે છે તે શુદ્ધ છે? જવાબમાં નકાર આવશે, એ વાત હું અનુભવ ઉપરથી કહી શકું છું અને તમારી ખાત્રી માટે તમારા હ્રુદયને પૂછી જોવું. અસ્તુ!

ધર્મ એ શબ્દ ધા ધાતુ ઉપરથી નીકળ્યો છે. તેનું ધારણ કરવું અર્થાત્ પોતાની પવિત્ર ફરજોની જવાબદારી-ધોંસરી ખંભે વહન કરવી, અને તેનું યથાર્થ પાલન કરવું. જેમ પાયો બત્રીશ બત્રીશ માળનાં મકાનોને ટેકાવી રાખે છે, અને પડવા દેતો નથી, તેવીજ રીતે પોતાની પવિત્ર ફરજો બજાવતા જે જે સહન કરવું પડે છે, મન ઉપર કાબુ મેળવવા જે જે કષ્ટો સહન કરવા પડે અને જે જે તપશ્ચર્યાઓ કરવી પડે તે તે કરવાની મજબુત મને ટેક ધારણ કરવી, તેનું નામ યથાર્થ ધર્મ કહી શકાય.

ધર્મનું પ્રતિપાલન ત્રણે યોગથી કરવું જોઇયે–મનથી, વચનથી અને કાયાથી. આ ત્રણ યોગોમાંથી વચનથી, અને કાયાથી, શુદ્ધતા મેળવવી તે અતિ દુર્લભ ન ગણાય, પણ મનથી શુદ્ધી પ્રાપ્ત કરવી તે બહુજ વિષમ છે, બહુજ કઠણ છે, અને ખરેખર મહત્વનું કાર્ય છે.

શ્રી ઉત્તરાધ્યયનજી સૂત્ર અધ્યયન ૨૯ માં કહ્યું છે કે,

**पाठः एगग्गमण संनिवेसणंयाएणं भंते जीवे किंजणयइ एगग्गमण संनि वेसणयाएणं चित्तनिरोहंकरई.**

અર્થ—એકાગ્ર મનઃ સન્નિવેસનાથી ચિત્ત નિરોધ થઇ શકે છે, એટલે કે મનને ઉન્માર્ગે જતું અટકાવી શકાય છે.

મન મારફતે ખરાબ વિકાર થવા ન દેવા, તે નાનીસુની વાત નથી, અને મનોનિગ્રહ મેળવવાની લાંબા વખતની ટેવ હોવી જોઇયે. જો આત્મા અનુભવજ્ઞાનમાં પૂર્ણઅંશે પડેલો હોય તો તેને જ સહેલ વાત છે, બાકી તો તપશ્ચર્યા આદરી, અને તેને અંગે ક્રોધ થયો.

દુહો—આચારે અભિમાન વધ્યો, તપથી વધીયો કલેષ;
ગર્વ વધ્યો જો જ્ઞાનથી, તો વૃથા ભજ્યો વેષ. ૧

અથવા તો સહેજે મનમાં સારો યા નરસો વિચાર થાય તો તે નિરર્થક છે, એમ સમજવું. ઘણેભાગે આ સમયે સાધુ–સાધવીયો અને શ્રાવક–શ્રાવીકાઓ ઉપરચોટીયો

ધર્મ પાળે છે, અથવા લીંગ ધારણ કર્યું એટલે આપણને સર્વ મળી ચુકયું, અને આપણે તો મોક્ષ પામી ગયા એહવી માન્યતા રાખે છે, તે કેવળ અધોગામી થવાને માટે જ. બાકી તો શુદ્ધ ભાવથી ધર્મ, અધર્મ, જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, અને મોક્ષનાં ભાંગાઓ સમજવા, અને તેનાં પરિણામનો વિચાર કરવો, તેમજ મોક્ષની પ્રતિસ્પર્ધિ નરકનાં દુઃખનો નીચેની ભાવના ભાવી નિરંતર ખ્યાલ કરવો—રાત્રી દિવસ સમયે સમયે ખ્યાલ કરવો—તોજ પાર પમાશે, મન કુણું પડશે, અને આત્માનુભવ થતા મોક્ષનાં સુખનો અખંડીત અલોકીક આનંદ પ્રાપ્ત થશે. ભાઇ અથવા બ્હેન! તું શ્રાવક હો કે શ્રાવીકા હો, સાધુ હો કે સાધવી હો, તો પણ નિરંતર સમયે સમયે ખ્યાલ રાખ કે, તારા આત્માએ નરકમાં નારકીપણે કેવા કેવા પ્રકારનાં દુઃખો અનુભવ્યા તે સાંભળ.

શ્રી ઊતરાધ્યયનજી સૂત્રનાં અધ્યયન ૧ માં કહ્યું છે કે, કાસ્મીર, હીમાલય, વિગેરે પ્રદેશોમાં જેટલી ટાઢ પડે છે, તેનાં કરતાં નરકમાં અનન્ત ગણી વધારે ટાઢ પડે છે; અને એ ટાઢનું દુઃખ મેં અનન્તિ વાર ભોગવ્યું છે. ઊર્ધ્વ-પાદ, અને અધોશિરે ( ઊંચા પગ અને નીચા મસ્તકે ) હું અનન્તિવાર કડામાં ભુંજાયો છું. નર્કની નદીયો, વજ્ર-વાલુકા અને કદંબ વાલુકા નદિની દવાગ્નિ સરખી ગરમ રેતીમાં હું અનન્તવાર દગ્ધ થયો છું. ઉકળતા ચરૂ ઉપર

ઉંધે મસ્તકે લટકીને હાય પોકાર કરતો અને ભાઇ ભાંડુની સહાયતા વિનાનો નિરાધાર સ્થિતિમાં પડેલો એવો હું અનન્તિવાર કરવતોવતિ વેરાયો છું. અતી તિક્ષણ કાંટાવાળા શાલ્મલી નામે ઉંચા વૃક્ષની ડાળે બંધાયેલી સ્થિતીમાં આમતેમ ઝોલા ખાઇને મેં મહા વેદનાઓ સહન કરી છે. હું ઘોર પાપી, મારા પોતાનાં પાપ કર્મને લીધે શેરડીની પેઠે મહાયંત્રમાં ભયાનક આક્રંદ કરતો અનન્તિવાર પીલાયો છું. શ્યામ, અને શંબલ નામે પરમાધાર્મિક (અતિ અધમ) દેવતાઓએ સુવર અને ભયંકર સિંહનાં જેવા, શ્વાનનાં વિકાળ મોઢાથી મને અનન્તિવાર હાયહાયના પોકાર કરતો ધરતી ઉપર પછાડયો છે, ફાડયો છે, છેદ્યો છે, અને છિન્નભિન્ન કરી મારા શરીરનાં રોટલાની માફક ટુકડે ટુકડા કરી શ્વાન વિગેરેને ખવડાવ્યા છે. મારા પાપ કર્મને લઇને હું જ્યારે નર્કમાં ઉત્પન્ન થયો ત્યારે ખડ્ગ, ખંજર, બરછી અને ભાલાથી, હું અનેક વાર છેદાયો અને છીન્નભિન્ન થયો છું. લાલચોળ તપાવેલા અને બલતણથી ભરેલા લોહ રથે મને બળાત્કારથી અનેકવાર જોડવામાં આવ્યો છે, ચામડાનાં જોતરવતી મને બાંધીને પરોણાવતી હાંકવામાં આવ્યો છે, અને રોઝ પશુની માફક મને મારી નીચે પાડવામાં આવ્યો છે. પરમાધામી, અધમ દેવતાઓએ ઉત્પન્ન કરેલી અગ્નિ જાજ્વલ્યમાન સળગતી ચિત્તામાં મને હોમી પાડાની પેઠે મને પરાણે નાખવામાં, બાળવામાં અને શેક-

વામાં આવ્યો છે. અરે કર્મ ! તારી તો અજબ શક્તિ છે. વખત સર્વ સંપદાનો ધણી છે અને તે એક વખત રંક બનાવી દે છે. આ સર્વ દુઃખનો કર્ત્તા–ભોક્તા કોણ? સોहं, સોहं, (સો) નામ તે સુખ અને દુઃખનો ભોક્તા, (अहं) નામ હું પોતે જ છું. તેવીજ રીતે ચાર ગતીમાં શુદ્ધ સમ્યકત્વ વિના વારંવાર સુખ દુઃખને અનુભવનાર પણ (સોहं) (સો) નામ તે નર્કનાં દુઃખનો તથા તિર્યંચને વિષે ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ અને તાડન વિગેરે દુઃખનો તથા મનુષ્ય અને દેવતા વિષે સુખદુઃખનો ભોકતા (अहं) નામ હું પોતેજ છું. વીર પરમાત્માએ શ્રી ઉત્તરાધ્યયનજી સૂત્રના અધ્યયન ૨૦ માં કહ્યું છે કે;—

**गाथा--अप्पाकत्ता विकत्ताय, दुहाणय सुहाणय।**
**अप्पा मित्तममित्तं च, दुपाट्ठिय सुपाट्ठिओ ॥३७॥**

અર્થ:—એજ આત્મા સુખ અને દુઃખનો કર્તા અને અકર્તા છે. એજ આત્મા સદાચારથી વર્તે તો મિત્ર સમાન છે, અને દુરાચારથી વર્તે તો શત્રુ સમાન છે. આ બધી અતુલ વેદનાઓ મેં મારા પાપકર્મોને લઇને સહન કરી છે. છતાં હે પામર જીવ ! તેં આવાં કષ્ટો અનન્તિવાર અનન્તભવે સહન કર્યાં છતાં તને કેમ લાજ નથી વળતી ? કેટલું આશ્ચર્યકારક ! કેટલું ખેદકારક ! આવાં કષ્ટો સહન કરાવનાર અઢાર પાપસ્થાનક છે. તેનાં નામ તેં ઘણી વખત

સાંભળ્યાં છે, યાદ રાખ્યાં છે, છતાં જણાવું છું. (૧) જીવ-હિંસા કરવી, (૨) જૂઠું બોલવું, (૩) ચોરી કરવી, (૪) સ્ત્રીઓ સાથે ક્રીડા કરવી, (૫) ધનની મમતા કરવી, (૬) ક્રોધ, (૭) માન, (૮) માયા, (૯) લોભ, (૧૦) પ્રેમ, (૧૧) દ્વેષ–અદેખાઇ કરવી, (૧૨) કલેશ કરવો, (૧૩) આળ ચડાવવું, (૧૪) ચાડી કરવી, (૧૫) પારકા અવરણવાદ–વાંકા બોલવા, (૧૬) ખુશી–દિલગીરી રાખવી, (૧૭) કપટ સહિત જૂઠું બોલવું, (૧૮) ખોટી શ્રદ્ધાનું સલ્ય રાખવું. એ અઢાર પાપ સેવન કરનાર પ્રાણીનો આત્મા અવશ્ય અધોગતિ ભોગવે છે.

હે ભવ્ય જીવ! હવે તું વિચાર કર કે, આ અઢાર પાપસ્થાનકમાંથી તને કયે પાપે છોડયો છે? જવાબમાં એકે નહિં; એમ તારૂં પોતાનું અંતઃકરણ સાક્ષીભૂત છે. હવે આ પાપસ્થાનક લાગેલા હોય તેનો ક્ષય કરવો. દરેક જીવ સમજે છે કે, જાયું તે જવાનું છે, અને આ સુંદર જણાતી દેહ એક વખતે કાળ આવ્યે ચિત્તામાં ખડકાશે, બળી ભસ્મીભૂત થઈ જશે, અને પુદ્ગળ પુદ્ગળમાં મળી જશે. છતાં કેટલો મોહ, કેટલું માન, કેટલો લોભ! તું સમજ કે તારાં પોતાનાં સર્વ સગાં, વ્હાલાં, સ્ત્રી, પુત્રો આદિ સંબંધિયોએ પણ તને માયાના ચક્કરે ચઢાવી વિંધી નાંખ્યો છે, અને કાળચક્રમાં વિંધાતો વિંધાતો પણ તું પામર, તે લોકો માટે અનેક પ્રકારનાં પાપો ઉપાર્જન કરે છે, પણ મુર્ખ

જીવ સમજતો નથી કે, "કર્ત્તા સો ભોક્તા" અર્થાત્ જેના સ્વાર્થ માટે પાપકર્મ ઉપાર્જન કરે છે, તેને કાંઇ પાપ લાગતું નથી, અને તેઓ સહભાગી થતાં નથી, પણ તું કરે છે અને ભોગવે છે પણ તું; તેજ માટે હે જીવ! ચેતી લે! હજી બાજી હાથમાં છે, અને આ મોંઘો મનુષ્ય ભવ પૂર્ણ પુન્યે પામ્યો છું; તો હવે મોહનાં પડળ ઉઘાડી, અંતરચક્ષુ ખોલી, સત્ય સ્વરૂપ નિહાળી, મુક્તિનો માર્ગ શોધ? અને તે શુદ્ધ માર્ગ પ્રમાણે પ્રવર્ત્તિ, મુક્તિ પામી જા; નહિંતર પશ્ચાતાપ થશે, જે નિરર્થક નીવડશે. પ્રભુ તને સહાય કરો, એ જ મારી અભિલાષા છે.

---

## પ્રકરણ ૪ થું.

### તપ.

આ વિષય ઘણોજ અગત્યનો અને ઠીક છે, માટે દરેકને ખાસ મનન અને નિદિધ્યાસનપૂર્વક વાંચન કરવા મારી સૂચના છે. એ તો નિર્વિવાદ સત્ય છે કે, આ અમૂલ્ય મનુષ્યભવની સાર્થકતા તો આ વિષમકાળની કષ્ટદાયક કસોટીમાંથી ફતેહમંદીથી પસાર થઇ આ નિઃસાર સંસારસાગરને તરી જઇ મોક્ષ મેળવવામાંજ કેવળ સમાયેલી છે, તે કઠણ કસોટીના રણસંગ્રામમાં જીત મેળવવા, તપ, અને સંયમરૂપી શસ્ત્રોનીજ આવશ્યકતા છે; અને તેટલાજ

માટે પ્રાણીમાત્રે તેનું નિરંતર સેવન કરવું એજ સુખદાયી છે.

આ વિષયોમાં અદ્યાપિ પર્યંત જેટલી ગેરસમજ ફેલાયેલી છે, તેટલી અન્ય વિષયમાં જોવામાં આવતી નથી. બાહ્ય તપ વિષે કેટલીક પ્રજા અગત્યના વૈદકશાસ્ત્રો તરફ દૃષ્ટિ કર્યા સિવાય મુર્ખાઇ માને છે, ત્યારે આપણે આપણી પોતાની શારીરિક કે માનસિક સ્થિતિની દશાનો બીલકુલ ખ્યાલ કર્યા સિવાય નિરંતર ઉપવાસો વિગેરે ગજા ઉપરવટની તપશ્ચર્યાઓને મોક્ષે લઇ જનાર વેલડીયો સમાન માનીયે છીયે, તે પણ કેવળ મૂર્ખાઇજ છે. તેટલાજ માટે તપનો વાસ્તવિક અર્થ શું છે, અને કેવા પ્રકારનો ક્રિયમાન થવો જોઇયે તે હું હવે સમજાવું છું.

## 'તપ' એટલે અંદરનો કચરો બાળી નાખવા માટે અપાતી ઉષ્ણતા.

અંદરનો કચરો એટલે શું? શરીરમાં ભરાયેલો કચરો એ પણ અંદરનો કચરો છે; અને મનમાં ભરાયેલો કચરો એ પણ અંદરનો કચરો છે.

તપ એ શરીરની અંદરના કચરાને તેમજ મનની અંદરના કચરાને બાળી નાખવાની શક્તિવાળો અગ્નિ છે, અને એટલા માટે શ્રી ઉવવાઈજી સૂત્રમાં તપ બે પ્રકારે વર્ણવવામાં આવ્યો છે. એક ' બાહ્ય તપ ' અને બીજો ' અભ્યંતર તપ. '

બાહ્ય તપ એટલે ઉપવાસ, એકાશણા, ઉણોદરી, અઠમ, છઠ, માસખમણ આદિ અનેક પ્રકારના થઇ શકે છે. એ બધાનો અર્થ માત્ર એટલોજ છે કે, અન્નાદિથી થોડા યા વધતા વખત સુધી વિરકત થવું.

સ્વાધ્યાય (અભ્યાસ) ધ્યાન, વિનય, વૈયાવચ્ચ, (સેવા) આદિ અનેક પ્રકારે "અભ્યંતર તપ" નું સ્વરૂપ વર્ણવામાં આવ્યું છે. એ બધાનો સાર માત્ર એટલોજ છે કે, વિભાવ દૂર થઈ આત્મભાવ પ્રગટે એવી પ્રવૃત્તિને 'અભ્યંતર તપ' કહેવાય.

આપણે પ્રથમ શરીરનો તપ એટલે શરીરમાંથી કચરો બાળી નાખનાર બાહ્ય તપ કે, જે મુખ્યત્વે ઉપવાસના રૂપમાં ઓળખાય છે. તે ભૂલવું ન જોઇયે કે શરીરને મન સાથે ગાઢ સંબંધ છે, શરીરનું આરોગ્ય ઇચ્છવા યોગ્ય નથી, એમ માનવું નહિ. 'તપથી' શુદ્ધ બનેલું-નિરોગી બનેલું શરીર 'મન'ની નિર્મળતાને ઘણું સહાયકારી છે. માટે પ્રથમ બાહ્ય તપનું સ્વરૂપ સમજવું.

શ્રી ભગવતીજી સૂત્ર સતક ૨ ઉદ્દેશે. ૫ મે-વીર પ્રભુએ કહ્યું છે કે, **पुव्व तवेणं**-પૂર્વનાં તપવડે મુની દેવગતિમાં જાય છે.

પૂર્વનો તપ કોને કહેવો ? પૂર્વનો એટલે પૂર્વ ભવનો તપ આંહી સમજવો નહિ, પણ વીત્તરાગ દેવે પનાંત

જે બે પ્રકાર કહ્યા છે, તેમાંનો એક બાહ્ય (સરાગ) તપ અને બીજો અભ્યંત્તર (વીતરાગ) તપ. એ બન્ને તપમાં પ્રથમનો તપ તે બાહ્ય તપ. તે તપ કરવાથી પુદ્‌ગલીક સુખની પ્રાપ્તિ થાય છે, અને દેવાદિની ગતી પ્રાપ્ત થવા પ્રભુએ કહેલ છે; માટે તે બાહ્ય તપનું સ્વરૂપ સમજવું.

બાહ્ય તપના કેટલા પ્રકાર અને તેનું સ્વરૂપ શું ? 'બાહ્યતપ' ના છ પ્રકાર જૈન શાસ્ત્રમાં કહ્યાં છે. અનશન (એટલે આહારનો ત્યાગ), ઉણોદરી (એટલે ઇચ્છા રૂચીથી ઓછું જમવું તે), વૃત્તિ સંક્ષેપ (એટલે આહાર બાબતમાં વૃત્તિઓને સંકોચવી અર્થાત્ અભિગ્રહ લેવો તે), રસ પરિત્યાગ (એટલે દુધ–ઘી વિગેરે રસનો અમુક મુદત સુધી ત્યાગ કરવો તે); કાયા કલેશ. (એટલે જુદા જુદા આસન વાળવા અને બીજી રીતે કાયાને કષ્ટ આપવું. લોચાદિ કરવો તે) પડીસંલીનતા (એટલે અંગોપાંગ સંકોચીને સૂઇ જવું, સ્ત્રી, પશુ, નપુંસકાદિથી રહિત સ્થાનકમાં વસવું, ઇંદ્રિયો અને કષાયાદિને વશ રાખવા તે.) તેવા પ્રકારનાં તપો અમે કરીયે છીયે, તો શું મોક્ષ નહિં મળે ? મોક્ષ મેળવવામાં એ તપની જરૂરીયાત છે; પણ તે તપમાં સાવચેતી બહુજ રાખવાની છે. કારણ કે જ્ઞાનની પૂર્ણ ખામીને લઇ બાહ્ય તપ કરવાવાળા અનેક પ્રકારની આશાઓમાં અંધ બની આત્માને આવરે છે, અને તે તપવાળા પ્રાણી વિચિત્રરૂપ ધારણ કરે છે.

બાહ્ય તપવાળો કેવું રૂપ ધારણ કરે ? તે તપ-વાળા પ્રાણીની સ્વાર્થિ ઈચ્છા પરીપૂર્ણ ન થવાથી ક્રોધવડે કરી સામા પ્રાણીને શ્રાપ તથા ગાળો દેવાની સાથે પોતે કરોડ વર્ષો સુધી કરેલ તપનું ફળ ક્રોધાગ્નિમાં દહન કરે છે.

તેવા તપો કેટલા હશે ? ત્રણ પ્રકારનાં છે. તે સાંભળ. રાક્ષસી તપ એટલે જેમ રાક્ષસ સર્વનો ભક્ષ કરે છે તેમ આ તપ કરનારની ધારેલ મુરાદ બર આવતી નથી, ત્યારે ક્રોધાગ્નિવડે આત્મભાન ભૂલી સર્વ ગુણોનું ભક્ષણ કરે છે.

બીજો વૈતાળી તપ એટલે પુદ્ગલીક સુખ અર્થે અઠ-માદિ કરે, તથા કષ્ટ કાપવા આયંબીલ વિગેરે તપ કરે, અને જે સુખ મળે તે જ તેને લાભ થાય, પણ આત્માનો અર્થ સાધ્ય થાય નહિં એ હૃદયમાં ખાસ જાણવું.

ત્રીજો આશી તપ એટલે શ્રી દશવૈકાલીક સૂત્રના અ૦ ૯ મેં કહ્યું છે કેઃ—

પાઠઃ—चउव्विहाखलु तवसमाहिभवइ तंजहा १ नोइह लोगठयाए तवमहिठेज्जा. २ नो परलोगठयाए तवमहि-ठेज्जा. ३ नो कित्तिवनसद्द सिलोगठयाए तवमहिठेज्जा. ४ ननथ्थानिज्जरठयाए तवमहिठेज्जा चउथ्थं पयंभवइ भव-इय इथ्थासिलोगो. ॥

અર્થઃ—પુદ્ગલીક આશાએ તપ કરવો. જેમકે આ લોકને અર્થે એટલે આ લોકમાં મોટો રાજા, શેઠ, શ્રીમંત

વિગેરે થવાની આશાએ તપ કરે, ખાવા પીવાની આશાએ તથા કાંઈ પણ લેવાની લાલચે ઉપવાસ, પોષા કરવા તે.

પરલોકને અર્થે એટલે પરભવે મોટો ઇન્દ્ર થવા તથા મહર્ધિક દેવ થવાની આશાએ તપ કરે તથા મારી આ દુનિયામાં કીર્તિ કેમ વધે, એ અર્થે તપશ્ચર્યા કરે; અને દુનિયામાં વાહવાહ બોલાય તેમાં આનંદ માને એટલે તેનું ફળ તેટલુંજ મળ્યું અર્થાત્ અંતે તેની કરેલ કમાણીનું ફળ આંહી મળી ગયું.

પરંતુ વીર પરમાત્મા કહે છે કે, ફક્ત એક નિર્જરાને અર્થે, મોક્ષ હેતુએજ તપશ્ચર્યા કરવી; પણ સ્વાર્થમાં અંધ બનેલો જીવ આત્મ હેતુએ તપશ્ચર્યા કરતો નથી.

આવી બાહ્ય તપશ્ચર્યા કરતાં આત્મા અનેક પ્રકારનાં ઉપર કહેલ આવરણોવડે અન્તરાય છે. એક કવીએ કહ્યું છે કેઃ–

લાવણી. [ વાત કહું વૈરાગી વાલા (૨) એ રાગ. ]

સ્વરૂપ નહિ આત્મતણું જાણ્યું (૨)
ડોળ દેખાડી દુનિયામાંહિ; મૂઢે અતિ માણ્યું. એ ટેક.
પ્રવૃજ્યા શુદ્ધ નહિં પાળે ( ૨ )
બાહ્યભાવથી બગલા બનીને, મમત્વમાં માલે. સ્વરૂપ. ૧
સંયમ લઇ શાસ્ત્રો બહુ ભણતો ( ૨ )
લાલચ રાખી લોક પુજાની, ગુણીને નહિં ગણતો. સ્વરૂપ. ૨
ક્રિયા સહુ કપટ ભાવે કરતો ( ૨ )
દુનિયાને દેખાડી ભભકો, મનુષ્યનાં મન હરતો. સ્વરૂપ. ૩

મુખેથી મૃષાવાદ વદતો ( ૨ )
મહાવ્રત ગ્રહ્યાં છે મેરૂ તુલ્યે, ધાક ન જરા ધરતો. સ્વરૂપ. ૪
તપસ્યા બાહ્ય અતિ તપતો ( ૨ )
વિશ્વ વશ કરવાને વેગે, અત્રણુ આચરતો. સ્વરૂપ. ૫
સ્વાર્થિંયા સેવક સહુ આવે ( ૨ )
પ્રીતેથી પૈસો મેળવવા, ગુણો બહુ ગાતો. સ્વરૂપ. ૬
ડોળથી વાતો વિવિધ કરતો ( ૨ )
આધાકર્મિં આહાર ગ્રહીને, પાપે પેટ ભરતો. સ્વરૂપ. ૭
પિંડ સેજા વસ્ત્ર ને પાત્રો ( ૨ )
અશુદ્ધ ગ્રહીને આનંદ માને, લજાવતો શાસ્ત્રો. સ્વરૂપ. ૮
અષ્ટાદશ દોષ નહિ ગણુતો ( ૨ )
લોકમાં શુદ્ધ સંયમી બનીને, દુર્ગંતિએ વરતો. સ્વરૂપ. ૯
ક્ષમ દમ સમ ગુણુ નહિં એકે ( ૨ )
પરિસ્સહ ઇન્દ્રી અણુજીતીને, ચિહુ ગતિ ફરતો. સ્વરૂપ. ૧૦
અનુભવ જ્ઞાન ગુણુ નાંચ્યો ( ૨ )
આત્મિક ગુણુને અળગા કરીને, કુટલ બહુ ફાવ્યો, સ્વરૂપ. ૧૧
આત્માનું સ્વરૂપ શુદ્ધ ભાળી ( ૨ )
કહે મુની ત્રીભોવનજી તેગે, પુદ્ગલનો પ્રેમ ટાળી. સ્વરૂપ. ૧૨

એવા બાહ્ય તપનાં કરવાવાળાને જો કે પુદ્ગલીક સુખ પ્રાપ્ત થાય છે, અને દેવાદિકની ગતી મળે છે પણ ભવ-

ભ્રમણ કરવાપણું ટળતું નથી, અને દેવાદિકની ગતિ મળે ખરી પણ તેમાં સુખ નથી, કારણકે વીરપ્રભુએ કહ્યું છે કેઃ–

गाथाः–नवि सुही देवता देवलोए,
नवि सुही पुढवि पइराया;
नवि सुही सेठ सेणावइणं,
एगंत सुही मुणि वीयरागी. १

અર્થઃ—આ સંસારને વિષે દેવલોકમાં વસનારા દેવતા પણ સુખી નથી; પૃથ્વીનો પતિ, એવો રાજા પણ સુખી નથી; નગરશેઠ, અને સેનાપતિ પણ સુખી નથી; ત્યારે સુખી કોણ છે? ફકત વીતરાગી મુનીજ એકાંત સુખી છે.

એટલે દેવતા, શેઠ, સેનાપતિ, રાજાદિકને અનેક પ્રકારનાં સુખ મળ્યાં છે છતાં વીતરાગ દેવ કહે છે કે તેઓ સુખી નથી, તેમ મુનિરાજો પણ જો સરાગ સંયમમાં પ્રવર્તે તો તેને પણ પૂર્ણ અંશે સુખ નથી, પણ પૂર્ણ સુખ તો જ્યારે જીવ રાગ અને દ્વેષને જીતી વીતરાગ દશા પ્રાપ્ત કરશે ત્યારેજ મળશે; માટેજ વીતરાગદેવે અભ્યંતર તપ ઉત્તમમાં ઉત્તમ મોક્ષ આપનાર કહેલ છે.

અભ્યંતર તપ વીરપ્રભુએ છ પ્રકારે કહેલ છે. પ્રાયશ્ચિત, વિનય, વૈયાવચ્ચ, સજ્ઝાય, ધ્યાન અને કાયોત્સર્ગ.

૧ શ્રી ઠાણાયંગજી સૂત્ર મધ્યે, દશ પ્રાયશ્ચિત કહેલ

છે, અને તે પ્રાયશ્ચિત કોણ લઈ શકે તો કે, જે આત્મા પરભવનો ભિરૂ છે, મોક્ષાભિલાષી છે, આત્મિક સુખ અનુભવવા યોગ્ય હોય તેજ પ્રાણી પ્રાયશ્ચિત લઇ નિષ્કલંકીત બની શકે.

૨ વિનય એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ અણાસાતના અને શુશ્રુષા કરતા આત્મા જ્ઞાનામૃતનાં ગુણ વડે આત્મિક ગુણને ઉજ્વળ કરે છે, તેવો વિનય, સ્વ અને પરને મોક્ષગામી બનાવે છે, શ્રી દશવૈકાલીક અધ્ય૦ ૯, ઉદ્દેશો ૪ થો-ચાર પ્રકારે વિનય સમાધીનો પાઠ વીરપ્રભુએ ફરમાવેલ છે.

પાઠઃ—चउव्विहाखलु विणयसमाहिभवइ तंजहा अणुसासिज्जंते सुस्सूसइ सम्मं संपडिवज्जइ, वयमाराहइ, नयभवइ अत्त-संपग्गाहिए, चउत्थंपयंभवइ भत्र इय इत्थ, सिलोगो.

पेहेइहियाणुसासणं, सुस्सूसइत्तंचपूणो अहिट्ठिए;
नयमाणमण्णमज्जइ, विणयसमाहिआययट्ठिए ॥१॥

અર્થઃ—એમાં વિનય સમાધિનાં ચાર ભેદ કહે છે. (૧) ગુરૂની પાસે જ્ઞાનાદિ ગુણ હોય, અને તે ગુણ ગ્રહણ કરવા માટે શિષ્યો લાયક બની ગુરૂનો વિનય કરે ત્યારે ગુરૂ મહા ઉપકારી થાય. (૨) ગુરૂ જે જે હિતકારી શીખામણ દે, તે તે બહુજ વિનયયુકત અંગીકાર કરે. (૩) શાસ્ત્રના કથનાનુસાર ગુરૂ આદિકનો વિનય કરે, (૪) આપ

પોતેજ વિનીત હોય તો પણ વિનીતપણાનો અભિમાન કરે નહિ. એમ ચાર પદમાં ચોથા પદે અભિમાન વર્જ્યો કહ્યો, એ ખાસ ઉપયોગમાં રાખવા જેવું છે. એટલા માટે ગાથા કહી તેનો અર્થઃ- મોક્ષનાં અર્થિ, સાધુ, આચાર્ય, ઉપાધ્યાય આદિ પાસે હિતકારી ઉપદેશની ઇચ્છા કરે, અને આચાર્યજીએ ઉપદેશ દીધો તે અનુસારે જો જાણકાર થાય, અને આચરણ આચરે તો વિનય સમાધીમાં વિનય કરતાં મદ કરે નહિ.

વિનય એટલે નમ્રતા કરતા આત્મા સમાધીવંત થાય છે; અર્થાત્ તે વિનયને દેખી અનેરાને પણ વિનય કરવાની ઇચ્છા થાય છે અને છેવટે મોક્ષગામી બને છે.

૩ વૈયાવચ, એટલે ભકિત દશની કરવી. આચાર્ય, ઉપાધ્યાયાદિ દશનો વૈયાવચ્ચ કરવો. તે ભકિત અનુકુળ કરતા થકા જીવ તીર્થંકર ગોત્ર નામકર્મ બાંધે (ઉપાજેં) છે. સાખ શ્રી ઉત્તરા૦ અધ્ય૦ ૨૯ મેં વીર પ્રભુ કહે છે કે;-

પાઠઃ—वेयावच्चेणंभंत्तेजीकिंजणयइ वेयावच्चेणंतित्थ-यरनामगोत्तंकम्मंनिबंधइ ॥

અર્થઃ—વૈયાવચ એટલે અન્ય સાધુઓને આહારાદિ આણી આપવામાં સહાય કરવાથી જીવ તીર્થંકર નામ અને ગોત્રનાં કર્મ બાંધે છે.

વૈયાવચ્ચ—ભકિત કરતા થકા ઉત્કૃષ્ટા રસે આત્મ-

ભાવે ભકિત કરતા જીવ તીર્થંકર ગોત્ર બાંધે છે અને મોક્ષનો માર્ગ સરલ કરે છે.

વળી શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રના ત્રીજા સંવરદ્વારમાં કહ્યું છે કે—આચાર્ય આદિ ૧૪ ચૌદ બોલની ભકિત કરતા જ્ઞાન અને નિર્જરા ઉપાર્જન કરે, અને તે જ્ઞાન અને નિર્જરાનાં ગુણની વૃદ્ધિ થવાથી આત્માને સંવરની વૃદ્ધિ થાય છે.

૪ સઝાય એટલે વીતરાગપ્રણીત સૂત્રની પાંચ પ્રકારની સજ્ઝાય ઉપયોગ સહિત કરે તો જીવ જ્ઞાનાવર્ણિય કર્મ ખપાવે. શ્રી ઉત્તરા૦ અધ્ય૦ ૨૯ માં કહ્યું છે કે;—

પાઠઃ—સજ્झाएणं भंते जीव किंजणइ सज्झाएणं नाणावरणिज्जं कम्मंखवेइ ॥

અર્થ:—સ્વાધ્યાયથી જીવ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય કરી શકે છે; જેથી આત્મા નિર્મળ થાય છે.

૫ ધ્યાન, એટલે ધ્યાયાતિ ઇતિ ધ્યાનઃ સ્વ આત્મિક ગુણની રમણતામાં એકાગ્ર ચિત્તે રમણ કરવું તેનું નામ ધ્યાનઃ શ્રી ઉત્તરા૦ અધ્ય૦ ૨૯ માં કહ્યું છે કે;—

પાઠઃ—एग गामण संनिवेसणयाएणं भंत्तेजीवोकिंजणयइ एगगामण संनिवेसणयाएणं चित्त निरोहं करेइ २९

અર્થ:—એકાગ્ર મન સન્નિવેશનાથી, ચિત્ત-નિરોધ થઈ શકે છે. એટલે કે મનને ઉન્માર્ગે જતું અટકાવી શકાય છે; માટે ધ્યાનની જરૂર છે. ધ્યાનમાં ચાર ભેદ. તે

બે અશુભ અને બે શુભ છે. તેમાં અશુભ તે. ૧ આર્ત્ત-ધ્યાન, [ઝુરણા] અને બીજો રૌદ્રધ્યાન, [રીવું ઈત્યાદિ] એ બંને છાંડવા યોગ્ય, તે છાંડીને ધર્મધ્યાન અને શુકલધ્યાનની અણુપ્રેક્ષા [વિચારણા] કરે તેજ ધર્મધ્યાન અને શુકલધ્યાન. શ્રી ઉત્તરા૦ અધ્ય૦ ૨૯ માં કહેલ છે કે—

पाठः—अणुप्पेहाएणं भंत्तेजीवेकिंजणयइ अणुप्पेहाएणं आओयवज्जाउ सत्तकम्मपगडीओ धंणियबंधण बंधाओ सिढिल बंधणबंधाउपकरेइ । दीहकालट्ठिइयाओ रहस्सकालठिइयाओपकरेइ तिव्वाणुभावाओ मंदाणुभावाओ पकरेइ। बहुपएसगाओ अप्पपएसगाओ पकरेइ । आओयंचणंकम्मं सियबंधइ सियनोबंधइ आशायावेयणिज्जं चणंकम्मंनोभुज्जो भुज्जो उवचिणइ । अणाइयंचणं अणवदग्गं दीहमध्धं चाउरंत्त संसारं कंत्तारं खिप्पामेवत्रीइवयइ २२

અર્થ—અનુપ્રેક્ષા એટલે સૂત્રોનું મનન કરવાથી આયુઃ કર્મ શિવાય બાકીનાં સપ્ત કર્મ જેનાં ગાઢ બંધનવડે જીવ બંધાયેલો છે, તેની ગાંઠ ઢીલી કરી શકાય છે, તે કર્મોની દીર્ઘ સ્થિતિને ટુંકી કરી શકાય છે, તેનાં તિવ્રભાવને મંદ કરી શકાય છે; અને જીવનાં ઘણાં પ્રદેશોને (ભાગોને) એ કર્મ લાગેલાં હોય તે ઓછા કરી શકાય છે. તેવડે આયુઃ કર્મ બંધાય યા ન બંધાય પરંતુ અસાતા વેદની કર્મ તો

ફરી બંધાતાં નથી; અને આદિ તથા અંત રહિત ચતુર્ગતિ રૂપ સંસાર અટવીનો શીઘ્ર પાર પામી શકાય છે.

અણુપ્રેક્ષા (વિચારણા) કરતા ઘણાં કાળનાં કર્મ, અલ્પ-કાળમાં ક્ષય કરી મોક્ષ જાય છે. માટે એ અણુપેહા (વિચારણા) કરતા આ આત્મા ચાર ગતી તે સંસારરૂપી અટવીને શીઘ્રપણે ઉલંઘી પાર પામે છે. તો ધર્મધ્યાન, અને શુક્લધ્યાનથી હે આત્મન્! તારી સ્વ સત્તા પ્રગટ કર.

૬ કાયોત્સર્ગ એટલે કાયાને હલન ચલનાદિ દ્રવ્ય અને ભાવથી છુટવું, પડેલ ઉપસર્ગને સહન કરવા. જેમ ગજ-સુકમાળ અગ્નિનો પરીસ્સહ પડતાં ઉજ્વળ વેદના અનુભવતા શુક્લધ્યાનને પાયે ચડી આત્મિક સુખ પામ્યા. વળી કામદેવ, તથા અર્હન્નક શ્રાવક તથા અંબડનાં સાતસેં ચેલાઓએ પડેલ ઉપસર્ગ સહન કરી સંસાર પરિત્ત કર્યો. અર્થાત્ એકાવતારી થયા. શ્રી ઉત૦ અધ્ય૦ ૨૯ મેં કહ્યું છે કે,

પાઠઃ—काउसग्गेणंभंत्तेजीवेकिंजणयइ काउसग्गेणं तीयपडु-प्पन्नं पायछित्तं विसोहेइ विसुद्धपायछित्तेय जीवेनिव्वुय-हियए उहरियभरोव्व भारवहे पसत्थज्झाणोवगए सुहंसुहेणं-विहरइ ॥

અર્થ—કાયોત્સર્ગ (કાઉસગ્ગ)થી પૂર્વનાં અને વર્ત્ત-માન કાળનાં અતિચાર દૂર થાય છે, અને એ પ્રમાણેનાં પ્રાયશ્ચિત્ત (આલોચના) થી આત્મા વિશુદ્ધ થાય છે અને

તેવડે જેમ ભારવાહક ( મજૂર ) પોતાનાં શિરપરનો બોજો ઉતારવાથી સ્વસ્થ બને છે, તેમ તેનું હૃદય પણ સ્વસ્થ બને છે. મન સ્વસ્થ થવાથી પ્રશસ્ત ધ્યાન ધરી શકાય છે, અને તેથી સુખમાં વિચરી શકાય છે. કાયોત્સર્ગ પૂર્વનાં તથા વર્ત્તમાનકાળનાં અતિચારરૂપ કચરો દૂર કરી આત્માને નિર્મલ કરે છે.

આહાહા કેવો અભ્યંતર તપ? તેનો મહિમા શ્રી વીરપ્રભુએ શ્રી ઉત્તરા૦ અધ્ય૦ ૩૦ ગાથા ૬ છઠીમાં કહેલ છે કેઃ—

गाथा–एवंतुसंजस्सावि, पावकम्मं निरासवे;
भवकोडिसंचियं, कम्मतवस्सानिज्जरिज्जइ. ६

અર્થ—જેમ કોઇ મોટા તળાવમાં પાણી આવવાનો માર્ગ રૂંધી રાખવાથી તે તળાવ ઉપયોગ અને સૂર્યનાં કિરણનાં આકર્ષણવડે ધીમે ધીમે સોષાઇ જાય છે, તેવીજ રીતે જો સાધુ પાપકર્મનાં આવવાનો માર્ગ રૂંધે તો કોટી-ભવમાં તેને લાગેલાં કર્મનો તપવડે ક્ષય કરી શકે છે.

આહાહા! કેવો અભ્યંતર તપનો મહિમા? ક્રોડો વર્ષનાં કર્મો એક અલ્પવારમાં અભ્યંતર તપથી ક્ષય થાય છે, એમ શ્રી વીરપ્રભુએ કહેલ છે. માટે અભ્યંતર તપ-વિના આત્મા અજર, અમર, થતો નથી. જેથી હે આત્મન્!

અભ્યંતર તપનો અલૌકીક મહિમા અનુભવી બાહ્ય તપ મદદરૂપે રાખી આત્માને ઉજ્વળ કર, પણ આશીભવમાં અને પુદ્દગળીક સુખનો પ્રેમી થઇશ નહિ. આ ઉપરથી હે વાચક ! મનસાથે સ્વતંત્ર વિચારથી જોઇ લે કે, બાહ્યતપ આશીભાવે આદરીને પુદ્દગલીક વસ્તુનો મોજશોખ મેળવવા કરતા અભ્યંતર તપની મહત્વતા જાણી તેને ક્રિયામાં મૂકી જન્મ મરણુની અસહ્ય વેદનાને ઠોકર મારી મોક્ષમહેલનો અખંડીત આનંદ મેળવવો તને ઠીક લાગતો નથી ? જરા વિચાર કર કે, ઉપવાસ, વૃત્ત, નિયમ, દેખાદેખીયે અથવા તો પ્રચલીતભાવે અથવા તો કાંઇ પણ આશાનાં બંધનથી ધારણુ કરી ઘરમાં ક્લેશ, કંકાસ, કરવો તે શું તને ફળદાયક લાગે છે ? તેનું કાંરણ એટલુંજ કે ગજા ઉપરવટની તપશ્ચર્યા સ્વાભાવીક કષ્ટદાયક લાગે અને તે કષ્ટને દબાવવા ક્રોધ ભભુકી ઉઠે, અને તેનેજ પરિણામે ક્લેશ, કંકાસનું આવાહન કરવું પડે છે.

જોકે બાહ્યતપ કરવો નિરર્થક નથી, તેની પણ જરૂરીયાત છે, પણ જે પ્રમાણમાં જે રીતિયે અને જે ક્રિયામાં તે આદરવો જોઇયે, તે તે પ્રમાણ, તે તે રીતિ અને તે તે ક્રિયામાં તું અજ્ઞાત હોવાથી જેટલું ફળ ઉપાર્જન કરવાની તું ઇચ્છા રાખે છે તે ફળ કરતા ઉલટું કેટલાક આવરણો વહોરી લે છે. પાંચ રૂપીયાની કમાણીની ઇચ્છા કરનાર

વ્યાપારી ઊલટો પચીશ રૂપીયાની નુકશાનીમાં પહોંચે છે માટે તું જે જે બાહ્યતપ ક્રિયાઓ આદરે તેનો યથાર્થ આશય સમજી જાણી પછી અંગીકાર કર તો તને લાભદાયક નીવડશે, અને તેની સાથે અભ્યંતર તપની ક્રિયાઓનું નિરંતર સેવન કરીશ તો તને વધારે ફળદાયીક નીવડશે, અંતે જન્મ મરણનો ફેરો ટળશે. અને તું જરૂર મોક્ષગામી બનીશ.

માટે હે વાચકવર્ગ ! પુદ્ગલીક સુખની ઇચ્છા રાખવા કરતા મોક્ષની ઈચ્છા અભ્યંતર તપની સહાયથી રાખ, અને તે રખાવવા શ્રી વીરપરમાત્મા મને અને તને સહાય બક્ષે એવી મારી યાચના સફળ થાઓ એજ અભિલાષા છે.

---

## પ્રકરણ ૫ મું.

---

### સંયમ.

ઉપરનાં પ્રકરણમાં દર્શાવેલ તપની મહત્વતા સાથે સંયમની મહત્વતા કાંઈ ન્યૂન નથી. કારણકે જેવો શરીરનાં જમણા અને ડાબા ગાત્રોનો સંબંધ છે, તેવોજ સંબંધ તપ અને સંયમનો છે. માટે સંયમનાં યથાર્થ અર્થને સમજી તેને ગ્રહણ કરે તો આત્મા અલૌકીક સુખનું ભાન

પાંમી શકે છે, અને ત્યારે જન્મ-જરા-મરણુ-આદિ દુઃખો પણુ તે આત્માને કાંઈ પણુ અસર કરી શકતા નથી.

વીતરાગ દશા એ મોક્ષના અવર્ણનીય આનંદભરેલા મહેલની પ્રવેશ બારી છે, અને તે દશા પ્રાપ્ત કરવાના મુખ્ય સાધનો તપ અને સંયમ છે. જો કોઈ પણુ વ્યક્તિ મોક્ષ મહેલમાં પ્રવેશ કરવાનાં સાધન એક બાજુ મુકી એકાએક કૂદકો મારવા જાય તો નિશ્ચે પછડાય છે, અને બેહાલ દશામાં આવી પડે છે. માટે ક્રમે ક્રમે તેમાં પ્રવેશ કરવા પ્રથમ સાધન તો સંયમજ છે.

હવે હું સંયમની વ્યુત્પત્તિ સમજાવું છું. સંયમ એટલે સમ્યક્ પ્રકારે યમ નામ આત્માને નિયમમાં જોડવો, તેનું નામ સંયમ કહેવાય. આપણામાં અપભ્રંશ તરીકે પ્રચલીત ભાષામાં બોલાતો સંજમ શબ્દ તેજ આ સંયમ.

જ્યારે નિષ્કામ વૃત્તિથી ફક્ત આ અસાર સંસારમાં દુઃખનાં ડુંગરે ચડેલો આત્મા પોતાના ખરા સ્વરૂપનું દ્રવ્ય દષ્ટિએ દેખે છે, ત્યારેજ તેને સંયમ અંગીકાર કરવાની પ્રબળ ઇચ્છા થાય છે; અને તે ગ્રહણુ કર્યા પછી વીતરાગ દશા પ્રાપ્ત કરી "आत्मा सर्व भूतेषु" એમ જગતનાં સર્વ પ્રાણીયોને નિહાળે છે. તે વખતે તે મારૂ-તારૂ, સારૂ-નરસુ આદિ સર્વ અસત્ય ભ્રમણાથી વિમુખ થાય છે.

કોઈ પણુ વસ્તુમાં તે ભિન્નતા દેખી શકતો નથી,

અને આ જગતમાં મસ્ત સ્થિતિમાં વિચરે છે, તેવા સંયમી આત્માને નથી કોઇ ચીજનો ભય, નથી કોઇ મનુષ્યનો ભય કે નથી મરણનો ભય. અવસાન આવવા વખતે જેમ કોઈ શુભ પ્રસંગ આવી લાગવાનો હોય તે પ્રમાણે તેને ભેટવાને તે આત્મા ઉત્સુક બની રહ્યો હોય છે.

આહા હા ! ધન્ય છે તેવા મહર્ષિયોને, તેવા મહા મુનીયોને અને તેવા સમર્થ આત્માઓને કે પોતે તો શું પણ તેમના પ્રભાવથી, તેમની જ્ઞાન પ્રસાદીથી ભવીજનો દુસ્તર સંસારને તરી જવા શકિતવાન બને છે.

તે સંયમ કયો ? આજકાલનાં મુનીયોમાં આશીભાવે અંગીકાર કરેલ સંયમ નહિં; મારૂં તારૂં દર્શાવતો સંયમ નહિ; પુસ્તક ચેલાની વાસનાની ભયંકર આગમાં ભારેલો સંયમ નહિ; વાડા, ગચ્છ, શ્રાવક, શ્રાવિકાઓમાં ભયંકર ખટપટ વધરાવી આનંદ મનાવનારો સંયમ નહિં; પણ તે સરાગ સંયમ છે, તેનાથી તો જ્યારે બહુજ સાવચેતીથી, અડગ શ્રદ્ધાથી, અને ષડરીપુનાં પૂર્ણ ભયથી નિશદિન ત્રાસતો રહે ત્યારે ફકત દેવગતી પાંમે; પણ જે મોક્ષનાં મહેલને હડસેલો મારી પ્રવેશ કરાવે તે તો વીતરાગ સંયમ, અને તેનીજ જરૂરીયાત છે. તેટલા માટે,

શ્રી ભગવતી સૂત્ર સતક ૨, ઉદ્દેશે ૫ મે' વીર પ્રભુએ કહ્યું છે કે, પૂર્વનાં સંયમવડે કરી મુની દેવગતીમાં જાય છે.

" **પુવ્વ સંયમેણં** " પૂર્વનાં સંયમે કરી સાધુ દેવગતીમાં જાય, એમ પ્રભુએ કહ્યું તો પૂર્વ સંયમ કોને કહેવો ? અને તેનું સ્વરૂપ શું ?

સંયમ બે પ્રકારનો કહ્યો છે. જેમાં ૧ સરાગ સંયમ, અને ૨ વીતરાગ સંયમ, તેમાં વીતરાગ સંયમ હાલકાળે પ્રાપ્ત કરી શકાતો નથી, અને હાલ બાહ્ય વૃત્તીથી જે સંયમીયો સંયમ પાળે છે, તેમાં એટલી હદે સરાગભાવ જોવામાં આવે છે કે, મારા ચેલા, ચેલી, પુસ્તક, પાંના, શ્રાવક, શ્રાવીકા, અને અમુક ઉપાશ્રય મારો, અને અમુક ઉપાશ્રય મારો નહિ; એવાં અનેક કારણોને લઇ આ આત્મા અત્યંત ભારે થાય છે. અને તેથી પણ વિશેષ અંતરભાવે વિચાર કરીએ છીએ તો આ શરીર મારૂં, તેને માટે અનેક પ્રકારની ઉપાધી ભોગવવી અને તેની શુશ્રુષા કરવામાંજ આનંદ માની આત્માને અવરાવે, તેથી પણ અભ્યંતર જોતાં શુભ કર્મોનાં ઉદયે ખમા ખમા થાય, જ્યાં જાય ત્યાં હજારો મનુષ્યો પૂજે જેથી આનંદ માને, તેમાંજ શ્રેય માને, અને કદાચ કોઇએ અશુભ કર્મનાં ઉદયે અપમાન કર્યું તો ખેદભાવ પ્રગટ થાય અને અહંભાવે હિંસા કરવામાં આત્મા પ્રેરાય, શ્રી આચરં૦ વિમોક્ષા નામા અધ્યયનનો ઉદ્દેશો ૧ લો. તે મધ્યે કહ્યું છે કે–

પાઠઃ–जे अन्नेण एहिंकाएहिं दंडं समारंभांति ते

सिपिश्रयं लज्जामो तं परिणाय मेहावी, तंवा दंडं अन्नं वा दंडनो दंडंभी दंडं समारंभेज्जासि, त्तिबेमि.

અર્થ—જે અનેરા છકાયને વિષે એ સમારંભે કરીને અમે લાજીએ છીએ એહવો અધ્યવસાય હૈયે આણી, તે છકાયનાં જીવના આરંભ સમારંભમાં મોટો અનર્થ જાણીને પંડીત પ્રાણાતિપાત દંડ અથવા અનેરા મૃષાવાદાદિ દંડની બીકે સમારંભે નહિ તેને ત્રીકરણ શુદ્ધ એમ હું કહું છું.

એવું જાણીને મેધાવી પુરૂષ સંયમ ગ્રહણ કરીને જે છકાય જીવનો આરંભ સમારંભ, નવે કોટી કરતા જોઇને અમે લાજીએ છીએ અને તે માર્ગને લજાવનારો છે. સંયમ લઈ પછી પ્રમાદ સેવી આત્માનું સ્વરૂપ ભૂલી શિષ્ય, પુસ્તક, વસ્ત્ર, પાત્રાદિની ઉપાધી વધારી અખંડ જ્યોતિમય આત્માને અવરાવવા અપકૃત્યો કરે છે તેજ વ્યવહારીક અશુદ્ધ સંયમ સમજવો. એક કવી કહે છે કે,

## ઉપરનો ડોળ દેખી નહિ લલચાવા વિષે-ગાયન.

[ બળીયા કાકાને પ્રણમીએ—એ રાગ. ]

વેશ બાહ્યને નહિં વંદીએ, કરે મિથ્યા કલેશ રે,
લોકપુજાનાં લોભથી, ભણે શાસ્ત્રો વિશેષરે;
ફરી દેશ વિદેશ રે, વેશ બાહ્યને૦ ૧

પ્રતિક્રમણ પોતે કરે, નોય અંતર વૈરાગ રે,
મૃષા વદે વાતવાતમાં, જોઇ બગલાનો ત્યાગ;
ભૂલે માંછલા અથાગ રે. વેશ૦ ૨

તપસ્યા તપે માસમાસની, કરે ભૂમિ પર સેજ રે,
લોચ કરે નીજ કેશનો, પાળે ઝાઝી પરેજ;
માની ઉપાધી એજ રે. વેશ૦ ૩

પૈસા પૂત્રનાં લોભથી, પચ મિશરી પક્કવાન રે,
રાગી ધરે નિત્ય આગળે, આણુા મૂકી હેવાન;
ગુરૂ કરે ગુણગાન રે. વેશ૦ ૪

વિદ્યા અભ્યાસની લાલચે, ફરે રામાઓ રોજ રે,
નિહાળે અગોપાંગ નેત્રથી, કરે વિકારી મોજ;
રાખી મમતાનો બોજ રે. વેશ૦ ૫

મિષ્ટવચન મુખ ઉચરી, કરે કુડાં કુકર્મ રે,
પાળી રાખે નીજ પેટમાં, મુકી ભીક્ષુનો ધર્મ;
જુઓ કેવો અધર્મ રે. વેશ૦ ૬

માન પ્રતિષ્ટાને વશ થઈ, નોય ચોગતાની ગંધ રે,
ચોગ વહે ચારિત્ર લઇ, કરે મુનીઓમાં ધંધ;
તેના અનુયાયી અંધ રે. વેશ૦ ૭

આચાર્ય ઊપાધ્યાય થઇ ફરે, વળી ગણી પન્યાશ રે;
તપ કરી તપસી નામથી, કરે ઓળખાવા પ્રયાસ;
તેનો બગડે સન્યાસ રે. વેશ૦ ૮

રાખે પરિગ્રહ પોટલા, સાલ દુસાલા ખાસ રે;
ત્યાગી થઇને રાખે તેટલું, નોય ગૃહસ્થની પાસ,
વળી વધતેરી આશ રે. વેશ૦ ૯
અભેદ ભાવ જાહેર કરે, રાખી દ્રષ્ટિમાં ભેદ રે,
ગચ્છનો મમત્વ મુકે નહિ, પડયા ગાડરીયાં કેદ રે;
નહિ આત્માને ખેદ રે. વેશ૦ ૧૦
મગમાં રહેલ જેમ કોરડુ, નહિ સીઝે જરૂર રે,
તેમ 'નવિન' તરશે નહિં, એવા કુટીલ કરૂર;
થઇ ફરે મગરૂર રે. વેશ૦ ૧૧

આહાહા! આ બધું શું સુચવે છે? તે સરાગ સંજમ-પણું સુચવે છે, અને સરાગપણે સંસારીનો અતિ પરિચય વધવાથી આસીભાવે આધાકર્મિ આહારાદિક દેવામાં આવે, અને મુની પણ રાગ બંધનમાં રંગાણોથકો તેવા પ્રકારનાં આહારની ગવેખણું કર્યાવિનાં ગ્રહણ કરે તો આત્મા કર્મે કરી અવરાય છે. તેટલામાટે તે રાગબંધનની ઉપાધી અલગ કરી વીતરાગ સંયમ ધારણ કરે તોજ આ આત્મા અજર, અમરપણું પાંમે.

શ્રી આચારં૦ સુત૦ ૧, અધ્ય૦ ૩, ઉદ્દેશો ૧ લો તે મધ્યે કહ્યું છે કે,—

पाठ–सुत्ता अमुणीसया, मुणिणोसयाजागरंत्ति,

અર્થ:—અસંયતિ, મિથ્યાત્વી, મોહ, નિદ્રાએ સુતા

છે, તે સદાયે અસંયતિ જાણવા. જે તત્વનાં સ્વરૂપને જાણે અર્થાત્ મોક્ષમાર્ગનાં પ્રકાશક અને તેજ પ્રમાણે ક્રિયાનાં કરવાવાળા તે સાધુ સદાય જાગતાજ જાણવા.

શ્રી આચા૦ અ૦ ૩, ઉદ્દેશો ૩, તે મધ્યે કહેલ છે કે,

पाठ–जंमिणं अन्नमन्न वित्तिगिंगए पडिलेहाए नकरेइ पावकम्मं किंतथ्थमुणी कारणांसिया समयं तथ्थ उवहाए अप्पाणं विप्पसायए.

અર્થ:—જે કોઇ આત્મદ્રષ્ટિવિના અન્યનો (લોકોનો) ભય આલોચીને પાપકર્મ કરતો નથી, એટલે ગુરૂવાદીક, અને અનેરા પ્રાણીની લાજે આધાકર્મિ આદિ આહાર ન કરે તથા પાપકર્મ ન ઉપાર્જે તોપણ તેને સાધુ ન કહિયે.

તો પછે સાધુ કોને કહેવા ? હે શિષ્ય ! જેનામાં સમતાભાવ અથવા સિદ્ધાંતોક્ત આત્મિક ક્રિયાનું સ્વરૂપ હોય તે આલોચી વિચારીને કર. તેનેજ મુનીભાવનું કારણ જાણવું. એમ સિદ્ધાંતની ઉત્પેક્ષાએ વિવિધ પ્રકારે પ્રશ્નો કરી ચિત્તને સમાધી મેળવે તે ભાવમુની જાણવા. અન્યથા દ્રવ્યલીંગી સાધુ સમજવા. કારણ કે દ્રવ્યલીંગ ધારણ કર્યું એટલે શું આત્મસિદ્ધી થઇ ? ના ના, બીલકુલ નહિ. માત્ર લીંગ ( વેષ ) તે વ્યવહારદ્રષ્ટિએ ફક્ત રક્ષણકર્તા છે, પણ મોક્ષહેતુ નથી. રયહરણ, મુહુપત્તિ, ગ્રહણ કરી શ્વેત વસ્ત્ર યા પીળા વસ્ત્ર કે મલીનમાં મલીન વસ્ત્રો ધારણ કર્યા એટલે

શું મોક્ષ મળી ચૂક્યો? ના, કારણ કે જ્યાં સુધી બાહ્ય-સ્વભાવથી નિંદા, ઝેર, વેર, ઇર્ષાએ કરી અત્યંત ખટપટ કરવામાંજ આનંદ માનનાર મુની બાહ્યડોળ બતાવવા બગલાની માફક એક પગે ઉભો રહી માત્ર મચ્છ ગ્રહવા મશગુલ બની રહે ત્યાં સુધી તે ખરેખર વેષને લજવે છે. લોકમાન્યતા છે કે, ( બહુ ઢમઢોલ માંહે પોલ, ઉપર છત્રછાંયા.) એટલે જ્યાં બહુ ડોળ ત્યાં બહુ પોલ હોય છે. દાખલા તરીકે દુકાનદારને જ્યારે દેવાળુ કાઢવું હોય ત્યારે બમણો વ્યાપાર કરે, અને બહુ ડોળ બતાવે તેજ ન્યાયે હે ભવ્યજીવ! બાહીરનો ભભકો દેખી ભુલતો ના!

શ્રી વીરપ્રભુએ પન્નવણાજી સૂત્રમાં કહ્યું છે કે, પન્નર ભેદે સિદ્ધ થઈ શકે છે. તેમાં સ્વલીંગે એટલે વીતરાગનાં વેષે, અન્યલીંગેસિધ્યા તે બાવા, સન્યાસી, ફકીરાદિ, અને ગૃહસ્થલીંગે સિધ્યા તે ગૃહસ્થાવાસમાં વસતા થકા પણ સિદ્ધ ગતીની પ્રાપ્તી કરી શકે છે. તાત્પર્યં એટલોજ કે, ગમે તે લીંગે હોય, પણ જો શુભ પરિણામે ચડી, મિથ્યાત્વના પર્યંવની હાની કરતા કરતા અપૂર્વ કરણે ચડી અલ્પવારમાં શુદ્ધ પરિણામે, કેવલ્યજ્ઞાનની પ્રાપ્તી કરી મોક્ષ જાય છે. તેવો ભાવ જો સંયમીને ન આવે તો માત્ર દ્રવ્યલીંગીજ છે, અને તે પ્રાણી મોક્ષનો અધિકારી થતો નથી. તેવા દ્રવ્યલીંગી ઠાર ઠાર ભયને પામે છે. વીરપ્રભુએ શ્રી આચા૦ સુત૦ ૧, અધ્ય૦ ૩, ઉદ્દે૦ ૪ થા મધ્યે કહ્યું છે કે,

पाठ–सव्वतोपमत्तस्स अथ्थीभयं सव्वतो अपमत्तस्स नथ्थीभयं.

અર્થ:—સર્વજ્ઞ, સર્વ પ્રકારે કરી જે ઉપદેશ દીએ તે કહે છે. પ્રમાદીને ભય છે. સંસાર ભ્રમણાદિકનો સર્વ પ્રકારે કરી અપ્રમત્તને ભય નથી, કારણકે તેને આત્મિક-સ્વરૂપમાં નિરંતર ઉપયોગ પ્રવર્તે છે માટે. વળી અનુયોગ-દ્વારમધ્યે કહ્યું છે કે–સંયમ પાળે છે છતાં જો સંયમને વિષે આત્માનો ઉપયોગ નથી તો તે દ્રવ્યસંયમ છે, અને શ્રી ભગવતીજી સૂત્રમાં પણ "आयासंजमे" એટલે આત્મા તેજ સંયમ, એટલે આત્માને વિષેજ જેનો ઉપયોગ છે, તેજ સંયમી કહેવાય. વળી શ્રી આચા૦ સુત૦ ૧, અધ્ય૦ ૪–૫, ઉદ્દેશે ૩, મધ્યે કહેલ છે કે:—

पाठ–जंसम्मंत्तिपासह तंमाणंत्तिपासह जंमाणंत्तिपासह तंसम्मंतिपासह.

અર્થ—જે સમ્યક્‌જ્ઞાની હોય તે મુનીનાં ભાવસ્વરૂપને જાણે એટલે જ્યાં સમ્યક્‌જ્ઞાન ત્યાંજ મુનીપણું છે, અને જ્યાં શુદ્ધ મુનીપણું દેખ્યું ત્યાં સમ્યકજ્ઞાનપણું દેખ્યું જાણવું.

અહાહા! શું સંયમની ખુબી કે, જે આત્મ સ્વરૂપને જાણી સમ્યકત્વ જ્ઞાન, દર્શન, અને ચારિત્ર એ ત્રણ રત્નને શુદ્ધ ભાવે આરાધે, તેને પ્રભુએ સંયમી કહ્યો પણ તે ભાવ વિના એટલે આત્મ સ્વરૂપનું ભાન થયા વિના જેણે ગાડરીયા પ્રવાહની માફક પુદ્‌ગલીક સુખ પાંમવા ખાધા-

પિધાની લાલચે દિક્ષા ધારણ કરી તેણે વ્યાવહારીક લીંગ ધારણ કરવાથી આત્માને બગાડયો છે, અને રસ ગૃદ્ધી થઇ ભેખને લજવ્યો છે. એક કવીએ કહ્યું છે કે-

## લિંગને લજવી આત્મધ્યાન ખોવા વિષે-ગાયન.

[ પરદારાના સંગમાં લુબ્ધ્યા જે નરનાર—એ રાગ. ]

આત્મ સ્વરૂપ ન ઓળખ્યું, ઓળખ્યો નહિ શુદ્ધ ધર્મ;
વિણુ વૈરાગ્યનો વેષ ધરી, બાંધતો બહુલા કર્મ;
અનુભવ વિના એ નહિ મળે, વિના આત્મિક જ્ઞાન. એ ટેક.૧
સ્વગુણ ભૂલીને સાધુજી, પુદ્ગલ પ્રેમે લોભાય;
શબ્દ રૂપ રસ ગંધમાં, અંધ અતિશે ઘુંચાય. અનુભવ૦ ૨
મૂ હુપતિ બાંધી મમત્વ ગ્રહ્યો, ઇર્ષાએ બન્યો અંધ;
આત્મ વૈર વધારીને, કરતો ધર્મમાં ધંધ. અનુભવ૦ ૩
મલિન વસ્ત્રોથી મુંઝાવતો, દુનિયાને દુઃખ દેણુ;
ક્રિયા કાંડમાં કોઇનું, સુણે ન આત્મિક કેણુ. અનુભવ૦ ૪
સાંખ્ય અને સંવેગીયો, સમજ્યા નહિ સારાસાર;
સ્વામી અતિત ગોંસાંઇજી, હરવેષ જન્માહિ હાર. અનુ૦ ૫
ભાન વિનાં ભગવાં ધરી, પાંચે ઇંદ્રિયો પોષ;
કુમત્તિ કુટીલના સંગથી, અંતર આણુતો રોષ. અનુ૦ ૬
ભકત બની ભવ ઠગવા, કંઠી તિલક કપાળ;
ઉપરતોરે આછી બની, ભિંત્તર ભડકારે ભાળ. અનુભવ૦ ૭
બગલા ધ્યાનને બહુ ધરે, ધીરે ધીરે ઉઠાવે પાય;
અંત્તર મેલ અધિક ધરી, મચ્છગ્રહી મકલાય. અનુભવ૦ ૮

વૈરાગ્ય વિણુ વાતો કહી, કપટે ખેલતા દાવ;
કુમતિ નારી કુ સંગમાં, લેતો સુમતિ ન લાવ. અનુ૦ ૯
જ્ઞાન ક્રિયા વિણુ ગર્વથી, બાહ્ય તપતો તવ;
વેષ સજી વ્યવહારનો, બોલી બગાડે ભવ. અનુભવ૦ ૧૦
પંચ વિષય પ્યાલો અહી, પીતા પ્રાણુ ઝટ જાય;
માટે કહ્યું મુજ માનીને, અનુભવ અંતર લાય. અનુભવ૦ ૧૧
મદ મત્સર કામ ક્રોધને, અહંકાર ઇર્ષાઓ કાઢ;
ગર્વ આવ્યે ગર્દભ બની, નાક નિશ્ચે ન વાઢ. અનુભવ૦ ૧૨
રાગ દ્વેષ રૂણુ પરહરી, આત્મ અનુભવે જેહ;
તેહ વાડો તોડે તતક્ષિણે, નિશ્ચે નહિં સંદેહ. અનુભવ૦ ૧૩
ભવનો ભય મુની શિર ધરી, ઓળખો આત્મ સ્વરૂપ;
નહિતો મણિ તુલ્ય દેહ આ, પ્રપંચે પડશેરે કૂપ. અનુ૦ ૧૪
સંવત ઓગણી સત્યોતેરે, પેખી પૂરણુ પોલ;
આનંદઘન કહે આજથી, અંતર ચક્ષુ મેં ખોલ. અનુ૦ ૧૫

બાહ્ય મુની માત્ર પુદ્ગલીક સુખનો પ્રેર્યો સંયમ ગૃહણુ કરી લોક પુજાવવા અર્થે આત્માને પ્રેરે તો તે આત્મિક સુખને ગુમાવે અને આત્મિક સુખ વિના અંતરનો આનંદ પ્રાપ્ત કરી શકે નહિં. માત્ર વાહ વાહ કેવરાવવા આચાર પાળે છે, પણ પ્રભુએ શ્રી દશ૦ અધ્ય૦ ૯ મેં કહ્યું છે કે—

**પાઠઃ—चउविहाखलु आयारसमाहि भवइ तंजहा १ नोइह लोग ठयाए आयारमहिठेज्जा २ नोपर लोग ठयाए आयार**

**मरिहिठेज्जा ४ नोकित्ति वन्नसद्दसि लोग ठयाए आयारमहिठेज्जा इन नथ्थ अरिहंतेहिं हेऊहिं आयारमहिठेज्जा.**

અર્થઃ—આચાર સમાધિનાં ચાર ભેદ તે કહે છે. ( ૧ ) ઇહલોકનાં સુખ માટે આચાર પાળે નહિં, ( ૨ ) પરલોકનાં સુખની ઇચ્છાએ આચાર પાળે નહિં, ( ૩ ) કીર્ત્તિ, વર્ણ, શબ્દ, શ્લાઘા પામવા માટે પણ આચાર પાળે નહિં; ( ૪ ) અરિહંત, પ્રણીત સિદ્ધાંત શિવાય અન્ય માટે આચાર પાળે નહિં, એ ચારે પદ વિશેષ ધ્યાનમાં રાખવા લાયક છે, પણ યશ કીર્ત્તિને અર્થે આચાર નહિ પાળતા ફક્ત એકાંત નિર્જરાને અર્થે આત્મિક સુખ અનુભવવા માટે સંયમ લઈ શુદ્ધ આચાર પાળવો, અને તે પ્રમાણે પાળે તોજ સંસારરૂપી સમુદ્ર ઓલંઘીને પાર પામે; નહિ તો પછે અનેક ભવ લગી, ગચ્છ ભેદ, વાડાભેદ, મમત્વ, રાગ, દ્વેષ, નિંદા, ને ઇર્ષારૂપી અગ્નિમાં શુદ્ધ આત્માનું બળીદાન દેઇ, આત્માને અવરાવી, અંતે અવશ્ય અધોગતિ આવશે, આ બધુ થવાનો મુખ્યત્વ હેતુ મારો આત્મા એમ માને છે કે, આગળનાં મુનીઓ અપ્રતિબંધપણે બગીચા વિગેરે શાન્તિ સ્થળમાં ઉતરી આત્માનુભવમાં રમણ કરી આત્મ સિદ્ધિ પ્રાપ્ત કરતા હતા, પરંતુ આજકાલ મુનીયો વસ્તિમાં વશ્યા અને ગૃહસ્થીનો પરિચય વધવા લાગ્યો અને વધતા વધતા છેવટે સંસા-

રીયોનો સંસ્કાર સાધુઓમાં આવવા લાગ્યો. અને તેથી સ્વ ભાન ભૂલી ઉપાશ્રયમાં આનંદ માન્યો, પણ હાલ કાળે તેવા ઉપાશ્રય યા ધર્માલયોને બદલે કર્માલયો તરીકે પ્રસિદ્ધ થતા પ્રાયઃ જોવામાં આવે છે, કારણકે ધર્માલયો એટલે આત્માને શાન્તિ મેળવવાનું સ્થળ, ધર્મનાં મકાનમાં પ્રવેશ કરવાનો વિચાર ઉદ્‌ભવે છે, ત્યાંથીજ તેનાં હ્રદયમાં જે જે પાપવાસનાં મલીન હોય છે, તે તે વાસનાઓ દૂર થાય છે, અને પછી તેવા શાન્તિ સ્થળમાં આવી જ્ઞાનામૃતનું પાન કરી આત્મ શાન્તિ ધર્મ પૂર્ણપણે અનુભવે છે, અને આત્મ શાન્તિ મળે તેથીજ ધર્માલયો સમજવા પણ હાલતો ધર્માલયોને બદલે કર્માલયો થયા છે. ધર્માલયમાં આવવાનું કારણ કે—

श्लोकः अन्य स्थाने करोत्ति पापं, धर्मस्थाने मुच्यते;
धर्मस्थाने करोति पापं, वज्रलेपो भविष्यति.

અર્થઃ—અન્ય સ્થાનકે કરેલ પાપ ધર્મ સ્થાનકે મુકાય છે, અર્થાત્ કર્મ નાશ પામે છે, પણ ધર્મસ્થાનકે કરેલ પાપકર્મ વજ્રમય બને છે તેથી અન્ય સ્થાને કરેલ પાપને દૂર કરવા માટેજ ધર્માલયમાં આવવું થાય છે પણ તેને બદલે કર્માલયો થાય છે. કેમકે કહેવાતાં ધર્માલયોમાં જ્યાં પ્રવેશ કરવાનો વિચાર થયો કે, તેનાં અંગમાં ઝેરની

લ્હેર લાગી, અને વિષય, કષાય ઉદ્ભવ્યા અને તે ઝેર સંપૂર્ણ શરીરમાં વ્યાપ્ત થતા રાગ-દ્વેષમાં રંગાણાથકા, નિંદા, ઇર્ષા, ગાળાગાળી, લડાલડી અને છેવટે શરીર ઉપર વ્યવહારિક ધર્મનું ચિન્હ હોવા છતાં મારામારી કરવામાં પાછા પગ ખેંચવા ઉપર લક્ષજ નથી. શું આ ધર્માલયો ? ના, ના, બીલકુલ નહિં, ખરેખર કર્માલયોનુંજ વિશેષણ આપવામાં બાધક નથી, પણ એક ફકત દુનિયાને ઠગવા માટે માંડેલી દુકાનો સમજવી, અને તેને નામે અનેક પ્રપંચો કરી પૈસા ભેગા કરવા એજ આશય સમજાય છે. તે માટે હે મારા વ્હાલા આત્મન્ ! ચેત ચેત ! નહિ ચેતે તો સમય નજીક આવ્યો. માટે કહેવાતા ધર્માલયોને છેટેથી નવ ગજનો નમસ્કાર કરી તને જે સ્થળે શાંતિ મળે તેવા સ્થળમાં પ્રવેશ કરી, ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાન ધ્યાઇ સર્વ બંધનનું બંધન તોડી આત્મ સુખ અનુભવી લે.

હે ભવભીરૂ ! જો તને આત્માનો ડર હોય તો સરાગ સંયમ અંગીકાર કરી પ્રમાદ ન કર. જેમ ગૌતમસ્વામી સરાગ સંયમી હોવા છતાં પણ અપ્રમાદપણે શાન્તિ સ્થળમાં રહી, આત્મા જ્યોત જગાવી; તેવીજ રીતે તું પણ શાન્તિમય સ્થળ શોધી આત્માનુભવથી તારા આત્માની જ્યોત જગાવ તો જ તારા સંયમનું ફળ સાર્થક, અન્યથા નહિં. પણ લાંબા કાળની સરાગ સંયમને મદદ સ્વરૂપ આપનારી ભાવના એકાએક અદ્રષ્ય થઈ શકે ? તેને તો

સરાગ સંયમજ મોક્ષ સ્થિતિ છે, એમજ ભાસ થાય છે. ખરેખર નરક સ્થાનમાંજ વિચરતા કીડાને ગુલાબની મીઠી પરાગનો સ્વપ્ને પણ ખ્યાલ ક્યાંથી હોય ? આ સંસારમાં દુઃખમાં સંડોવાયેલા પામર જીવને મોક્ષના અકથનીય આનંદનું ભાન ક્યાંથી હોય ? ન જ હોય. પણ હું સમજી શકતો નથી કે અંધકારમાં ઉછરેલો વ્યક્તિ પોતાની છતી આંખે દિપકનાં પ્રકાશને તીમિરનાશક જુવે છે, છતાં અંધકારને સત્ય અને દીપકને અસત્ય કેમ માને ?

આહા હા ! કેટલું અજ્ઞાન તિમીર ! કેટલો મારા તારાપણાનો ભાવનાનો પ્રભાવ ! નિશ્ચય માનજે કે ગમે તેટલી ખુશામત કરીશ, અને તે માટે ગમે તેટલા પાપના પોથા બાંધીશ છતાં તારો સરાગી મુની તને મોક્ષમાં નહિ લઇ જઇ શકે. કારણકે જ્યાં પોતે બૂડતો હોય ત્યાં અન્યને કેવી રીતે બચાવી શકે ? તે શકિત શ્રી તીર્થંકર પરમાત્મામાં નથી. તેઓએ પરૂપેલા રસ્તાને અંગીકાર કરી જેમ પોતે પુરૂષાર્થ કરી મોક્ષગામી બન્યા તેમ તું સ્વપુરૂષાર્થ આદરી આશીભાવ વિનાનો મનઃ સંયમ પાળીશ તો જ તારી મન કામના સફળ થશે, અને તે માટે પ્રથમ સાધન જે આ સંયમ તેનો અર્થ સમજી મનન કરી પાલન કરતા શીખીશ તોજ લેખકના લેખનો હેતુ કાંઇક અંશે સફળ થયો સમજાશે.

મારો આશીર્વાદ છે કે, હે વાચક વર્ગ ! તું તારી વૃત્તિયો નીયમમાં રાખી ભિન્નતાની ભાવનાઓ તજી દઇ પુરૂષાર્થ ગ્રહણ કરી મોક્ષ મહેલમાં ચાલ્યો જા. એવી મારી ઉમેદ શ્રી દયાળુ વીર બર લાવે એવી પ્રાર્થના નીશદિન મેં કરી છે, કરૂં છું અને કરીશ. અસ્તુ.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### અવનતિ સ્વરૂપ દર્શન.

આ પ્રકરણ લખતા મને પૂર્ણ અંશે ખેદ થાય છે, અને અંતઃકરણ દિલગીરીથી છવાઈ જાય છે. અસત્યતાના અંધ ચક્ષુઓ સત્ય સ્વરૂપ ક્યાંથી નિહાળી શકે ? તે અંધચક્ષુઓને ખુલ્લાં કરી દેવા માટે મારે આપને આ "દર્શન" રૂપી ઔષધ આપવા ફરજ પડે છે, જે લખતા હાથમાંની કલમ પણ અટકી જાય છે, છતાં જૈન ઉન્નતી માટે આ હ્રદયની તિવ્ર લાલસા સત્યતાનાં વીજળીક ચમકારાને ઉત્પન્ન કરે છે, અને તે ચમકારો હાથને ઉપાડી અટકતી કલમને ચલાવી લખવાનું કુદરતી ફરમાન જાહેર કરે છે. જેથી હું નીરૂપાય છું. માટે મારા તરફ અસત્ય દોષ–દ્રષ્ટિએ જોશો નહિ.

જૈન બંધુઓ ! ચોમેર જરા તમારી નજર ફેરવશો ? શું જણાય છે ? જુવો જુવો ઇર્ષા, કુસંપ અને વૈર જ્વાળા

સર્વત્ર લાગી ગઈ છે, અને તેની આગ ભભુકા ગંભીર સ્વરૂપ ધારણ કરી ચોમેર ઉડી, બાકી બચત થયેલને પણ બાળી ભસ્મીભૂત કરવા મથન કરી રહ્યો છે. તે આગથી આપણે સહુ બળવા લાગ્યા છીયે, છતાં દારિદ્રિની પેઠે આપણે જ્યાં સુધી તદન દગ્ધસ્થિતિમાં નીરૂપાયે આવી જઈ ત્યાં સુધી આ પ્રબળ આગનું ભાન સરખુંએ થતું નથી.

આહાહા ! આપણી કેટલી અધમતા ? બંધુઓ ! આ આગનાં પ્રભાવે આપણે નીરૂપાય બની જવાને ફક્ત થોડીજ વાર છે, માટે તેટલા ટુંક સમયનો લાભ લઇ ચેતો, જાગો અને આપણાં કર્ત્તવ્યો તરફ દ્રષ્ટિ ફેંકો. જે કરવાનું યોગ્ય છે તે ધારણ કરો, અને અન્ય સર્વ અયોગ્ય વર્તનને ફેંકી દ્યો; આપણે જૈનધર્મની અવનતીની સીમાએ પહોંચ્યા છીએ, છતાં તે માટેનો કાંઇ પણ મનમાં ખ્યાલ સરખોએ થતો નથી. તે જણાવે છે કે, આપણી સ્થિતીનો સીતારો હજી અધમદશાએ પૂર્ણ વેગથી વહન કર્યેજ જાય છે.

જૈન ધર્મની ત્રણે ફીરકાની મળી વસ્તિપત્રક પ્રમાણે વસ્તિનો જરા ખ્યાલ તો કરો કે સંવત ૧૯૪૭ની સાલમાં લગભગ એકવીસ લાખ, સંવત ૧૯૫૭ માં સાડાસતર લાખ; સંવત ૧૯૬૭ માં સાડાતેર લાખ, અને સંવત ૧૯૭૭ માં ફક્ત સાડાઅગીયાર લાખ રહી છે. દિનપ્રતિદિન ઘટાડો મોટે-અંશે થતો જાય છે. તે શું સુચવે છે ? જરા ખ્યાલ કરો

કે, જૈનધર્મ જે અર્વાચીન સમયમાં, રાજા, મહારાજા, શેઠ, શાહુકાર, ગરીબ, તવંગર, આદિમાં પ્રધાનપદ ભોગવતો હતો, જે ધર્મ અમૂલ્ય મણીસમાન શ્રેષ્ઠ લેખાતો હતો, જે ધર્મ આરંભ-સમારંભ અને પરિગ્રહવિનાનો શુદ્ધ છે, તે ધર્મ "અહિંસા પરમો ધર્મ:" એ સર્વ ધર્મ માન્ય સૂત્રનું યથાર્થ રીતે પાલણ કરવા સુચવે છે.

જે ધર્મનો અન્યધર્મના મહાપુરૂષે સત્ય ધર્મ તરીકે સ્વીકાર કરેલો છે, અને જે ધર્મનાં સૂત્રો અમેરીકા, જર્મનીના મહાન્ તત્વવેત્તાઓએ માન્ય કર્યાં છે, તે જૈનધર્મ હાલ અધમદશા ભોગવે છે. તે અમૂલ્ય ધર્મ હાલ નષ્ટતાના શીખર ઉપર ચક્કડોળે ચડેલો છે, અને તેના પતનની તૈયારી થઇ રહી છે. તેનાં કારણ સ્પષ્ટ છે. તે આપણી દ્રષ્ટિ સમીપજ ખડા થઈ રહ્યા છે. તેને ઓળખી લ્યો, અને તેને નષ્ટ કરો. તમે વીર પુત્રો ! તમને મહા પૂન્ય પ્રતાપે મળેલો આ અલભ્ય ધર્મ જે તમને મોક્ષગામી બનાવે છે, જે તમને આ સંસારમાં અજ્ઞાનરૂપી અંધકારમાં પરમજ્યોતિ સમાન સહાય આપે છે, જે તમને આ દુ:ખોદધીમાં અધવચ ઝોલાખાતા તમારા નાવને કિનારે પહોંચતું કરે છે, તે ધર્મની મહા મુલ્યની ઝવેરાત તમે લુંટાવી ના દ્યો. અને જો હજુએ નહિ સમજાય તો પાછળ તમને અસહ્ય પશ્ચાત્તાપ થઇ પડશે, અને પશ્ચાત્તાપનો કીડો તમારાં હૃદય કોતરી ખાશે, અને પછી છેવટે તે પશ્ચાતાપની આગમાં

હોમાવું પડશે. તે પશ્ચાતાપ શેનો છે? તે તમે સમજો છો? ના સમજતા હો, એમ હું માની શકતો નથી. છતાં સમજાવું છું અને તે સમજી તેનું પ્રતિપાલન કરવા તમારા હૃદયની ભાવના શુદ્ધ બનાવજો.

જુવો તે એ છે કે, સંઘાડાનાં વાડા, ધર્મનાં સિદ્ધાંત, શાસ્ત્રોનાં દ્વીઅર્થિય શબ્દોનાં અર્થનો તકરાર, તે પરિણામે ક્રિયામાં ફેરફાર અને તેને અંગે ઉત્પન્ન થતું મારા તારાપણું અને તેથી ઉદ્દભવતી ઇર્ષાગ્નિ અને તે અગ્નિમાં પોતાની પવિત્ર ફરજોનું, પોતાની આ સંસાર યાત્રાનાં શુભ ફળનું, અને પોતાના ધર્મનું અપાતું બળીદાન.

બંધુઓ! જરા વિચાર કરો કે, મહાવીર શબ્દ ઉચારવાનો અધિકાર પ્રત્યેક જૈનધર્મિને છે, તે પવિત્ર મહાવીરનો ઝુંડો ઉઠાવનાર કોમમાં પણ અસંખ્ય ભાંગા! તે ભાંગા ફક્ત માનની મારામારી, અખાડામાં ઇર્ષાની આગથી અંગારા નાખતા ચક્ષુઓ ધારણ કરી સળગતા પડેલા શ્રાવકો; એવાજ મુનીયોની મદદને પૂષ્ટી આપવાનાજ આશયે પાડેલા છે. તે ભાંગાની પ્રબળતા દિનપ્રતિદિન એવી ગાઢ બનતી જાય છે, કે તેને વાસ્તવિક રીતે નિર્બળ બનાવવાની જરૂર છે.

દિક્ષા ગૃહણ કર્યા પછી મુનીયોએ સમદ્રષ્ટિ ધારણ કરવાની છે. પણ જે સંયોગોમાં તે પડેલા છે, જે વ્યવસાય પોતાનાં ગુરૂઓમાં દેખે છે, તેમાં ભળવા તે મથન

કરે છે; અને ગુરૂઓ પણ તે શિખવવા અને તેનું વર્તન કરવા સૂચના કરે છે અને તેનાં નિરંતર અભ્યાસ પછી તે તેમય બની રહે છે. પોતે એક જબરજસ્ત મુની ગણાય, અને પોતાનું નામ કાયમ રહે તેવા આશયથી પોતાના અનુયાયીઓ તેને નહિં છાજતું માન આપે તેના માટે તેના હ્રદયમાં તે પ્રબળ વાસનાનો અગ્નિ નિરંતર પ્રબળ રહ્યા કરે છે. તેથીજ તે મુની પોતાનાં અનુયાયીઓ ને બીજા મુનીગણોના સત્ય, અસત્ય, દોષો જાહેર કરે છે અને તેનાં મેંઢાની સ્થિતિ ભોગવતા શ્રાવકો ગુરૂકથનને પરમાત્માની વાણી માની અન્યતરફ દોષ દ્રષ્ટિથી જુવે છે. તેથીજ તે શ્રાવકોનાં હ્રદય એકતરફી ન્યાય આપી પોતાનો ગુરૂ ગમેતેવા દોષવાળો હોય તોપણ તે દોષને સદ્‌ગુણરૂપે નિહાળી શકે છે. તે બદલામાં ગુરૂ તેને જાળા, ઝાંખરા બતાવી લક્ષ્મી, પૂત્ર, દોરા, ધાગા, આદિ અનેક લાલચો બતાવી તેમને ખુશ કરે છે, અને શ્રાવકોને પોતાના તરફની શ્રદ્ધાને વધારે મજબુત કરવા પ્રેરે છે. તેને પરિણામે શ્રાવકો પોતાનાં ગુરૂ પધાર્યા હોય ત્યારેજ ઘણે ભાગે ધર્મક્રિયાઓ આદરવા જાય છે, ત્યારેજ ઘણે ભાગે તેમનાં દર્શન કરવા જાય છે, અને મારૂં તે સારૂં એ સૂત્ર એકલુંજ તેમનાં હ્રદય ઉદ્યાનમાં રમણ કરે છે, તેથીજ ઉપાશ્રયનાં પ્રતિબંધ ઘણે ઠેકાણે દ્રષ્યમાન થાય છે. આ પ્રમાણે દરેક ક્ષેત્રમાં રહેલું છે, અને તેથીજ પ્રત્યેક સંઘાડાનાં મુની પોતાના નિર્મિતસ્થાનમાં ફરે છે અને પોતાનાં ક્ષેત્ર હોય ત્યાં વિચરી ચાતુર્માસ રહે છે.

આહા હા! એક સંસારત્યાગી આત્માને કેટલો પ્રતિબંધ? તે આત્મા મહાવીરની ઘોષણા, મહાવીરનો ભય, જૈનધર્મનું પાલન, પોતાના આત્માની શાન્તિ અને આત્મિક જ્ઞાન દરેક સ્થળે અથવા સમયે પ્રતિબંધ દશામાં ક્યાંથી પામી શકે? તેને માટે સ્થાનકની યોગ્યતા અથવા અયોગ્યતાની જરૂર શું? સ્થળે સ્થળે પરમાત્માનું નીવાસસ્થાન છે, પણ તે મુનીયો વાડાના પ્રતિબંધની સાંકળથી જકડાયા છે. જ્યાં સુધી આ ભિન્નતા નાશ નહિ પામે, અને આ મારા–તારાપણું નષ્ટ નહિ થાય ત્યાં સુધી ઉદ્ધારની આશા ક્યાંથી રાખી શકાય? ઐક્યતા એજ કાર્યદક્ષતાનું પ્રથમ સાધન છે. પણ મારા વ્હાલા મુનીયો આવા સંયોગથી ઢીલા થઇ ગયા છે. એક રોટલાના કકડાને માટે વાડાનું બંધન કેટલું દુઃખદાયક છે? સંસાર તજી મોક્ષનાં આશયથી સર્વ સમૃદ્ધિયોને ઠોકર મારી પોતાનાં સગા કુટુંબીયોના બંધનથી બદ્ધ થઇ પરાશ્રીત સ્થિતિમાં જકડાય છે.

કહો મારા વ્હાલા બંધુઓ! પછી બંધનની પરતંત્ર દશામાં વાડાનું રક્ષણ કરતો આત્મા ક્યાં શાન્તિ અનુભવી મોક્ષગામી બની શકે? આ વાડાએ અત્યારસુધી આપણને ભવાટવીમાં ભટકાવ્યા છે, અને અત્યારસુધીની પાલન કરેલી દિક્ષાને અમુક અંશે તે વાડાનાં બંધને અફળદાયીકા બનાવી છે.

ભાઈઓ ! તમે મજબુત થાવ અને સમજો કે, યોગી-ઓને ભય શાનો હોય ? કહ્યું છે કે,

[ શાર્દુલવિક્રિડિત. ]

ધૈર્ય યસ્ય પિતા ક્ષમા ચ જનની, શાન્તિશ્ચિરે ગેહિની,
સત્યં સૂનુરયં દયા ચ ભગની, ભ્રાત્તા મનઃ સંયમઃ
શય્યા ભૂમીત્તલં દિશોપિ વશનં, જ્ઞાનામૃત ભોજનં,
એત્તે યસ્ય કુટુંબીનો વદ સખે, કસ્માદ્ ભયં યોગિનઃ ૧

માટે તમારી સ્થિતિ તેવી બનાવી ભયરહીત થાવ અને શુદ્ધ સંયમ પાળવા પ્રવર્તો, અને શુદ્ધ સંયમનું સ્વરૂપ જાણી જ્ઞાનસહિત ક્રિયા કરશો તોજ આત્મિક કલ્યાણ થશે, તે તમે નિશ્ચે માનજો પણ વાડાનાં બંધનમાં જકડાયેલા હે મારા મુનીયો ! મને દિલગીરી પ્રાપ્ત થાય છે કે, તમારે આ સંસારમાં પડેલા ક્ષુલક જીવાત્મા સાથે ઘાડો સંબંધ શેનો હોય ? જો હૃદયથી તમે તેને તજી દેવા માગશો તોજ તમારો ઉદ્ધાર થશે, પરંતુ આમ કરવા તમે પોતેજ રાજી હો અને તમે પોતેજ પાવર આપી શ્રાવકનાં સંઘાડારૂપી મશીનને ચલાવતા હો તો પછી ઇલાજ શું ? પછી તો હું એમજ જાણું કે, આ ભાંગા પડાવવા તમે પોતેજ હથિયારરૂપે વર્ત્યા છો, અને લોકોને ઠગવા કામધંધા વિનાનાં ભરણપોષણ મેળવી તાગડધીનાં કરવાની આકાંક્ષાએ આ લીંગ ધારણ કર્યો છે. અન્ય ધર્મિયોની હાલ બહાર આવતી

શક્તિ આગળ પણ તમે અશક્ત છો, કે જેને માટે તમારા વડવાઓ જગપ્રસિદ્ધ હતા, એ તમારી જાહોજલાલી ક્યાં ગઇ ! ઓ પુરાતન શક્તિ, પુરાતન ભક્તિ, પુરાતન જૈન-ધર્મની જયઘોષણા, તમે ક્યાં અદ્રષ્ય થઈ ગયા ! તમે પુનઃ પ્રગટ થાવ, અને આ ઢીલા પડેલા અમારા મુની ભાઇઓને સતેજ કરો–શુદ્ધ સંયમી બનાવો.

મુનીઓ ! તમારી પડતીનાં કારણ તમે પોતેજ છો. તમારે પુસ્તક, ચેલા, માન, માયાની પ્રબળ ઇચ્છા એટલી હદે થઇ છે કે, જેનો હાલ અંત આવે તેવું નથી. અવસાન સમયે તે પુસ્તક ભંડાર, તે ચેલાનું જુથ્થ, માન, માયા અને લક્ષ્મી તમારી સાથે નહિ આવે, તમને મદદ નહિ કરે તે નહિજ કરે; ફક્ત તમારૂં પોતાનું શુદ્ધ ચારિત્ર, સમ્યકત્વ શુદ્ધ આત્મિક જ્ઞાન, તમારૂં આચરેલું અભ્યંતર તપ અને વીતરાગ સંયમ આદિજ તમને સહાયરૂપ થશે. તમને પોતાને સંઘાડા, વાડા–ઉપાશ્રયો, ચેલા, ચેલી, શ્રાવક, શ્રાવીકા, અને પુસ્તક, પાના વિગેરેનો લોભ બહુજ થયો જેને પરિણામે તમે શ્રાવકોને ઉંચુચતુ સમજાવી, તમારી પવિત્ર ફરજ ભૂલી જઇ શ્રાવકો પાસે શરમરહીત યાચના કરી પુસ્તક ચેલા માટે લક્ષ્મી લીધી, તે લક્ષ્મી અમુક શ્રાવકને પોતાનાં ગણીને તેના હસ્તકમળમાં મુકી. પછી તે શ્રાવક તે પૈસા હજમ કરી ગયો અને ખપ વખતે મામતા

તે શ્રાવકે ના કહી. આ બધું મુંગે મોઢે સહન કર્યું, અને તેનો સંગ્રહ કરવા પાપ પોથા બાંધ્યા તે વધારાના લેખામાં ગણાયા. આવો બનાવ મેં નિહાળ્યો છે. આટલું છતાં જીવને હજી શાન્તિ થતી નથી.

શ્રાવક, શ્રાવીકાઓને પોતામાંજ અંધ બની જવાની મુનિની શિખામણથી ઘણાં અનર્થ ઉત્પન્ન થયાં છતાં શ્રાવકોનો, માનનો કે મારા તારાપણાનો મોહ ઓછો થતો નથી, અને શ્રાવકોએ પણ આ મુની મારા છે, અને આ મારા નથી, એવા ભાવથી શું ઓછો અનર્થ કર્યો છે ? તે મુની કે, જેનામાટે તેં આટલા પાપો બાંધ્યા, જીંદગી સુધી તારો પોતાનો ધર્મ વીસરી જઈ ઇર્ષાની જવાળામાં આહુતી રૂપે હોમાઇ કલંકીત બન્યો, તે મુની તારા અવસાન વખતે તને સહાય આપી શકવા સમર્થ છે ? તું તેને પુછી જો અને જવાબ આપે તે લક્ષમાં ધારી વિચાર કરીશ તો સત્ય પ્રકાશ જણાશે. આવી ઇર્ષા, માન અને સ્વાર્થિપણામાં તારો મનુષ્યભવ હારી ગયો છતાં આંખ નથી ઉઘડતી ! મૃત્યુ સર્વનાં મસ્તકે ઝઝુમી રહ્યું છે, અને તું આ સંસારમાં આ જગતના મોહ અને આત્મિકભવનની લડાઇમાં યોદ્ધા તરીકે ઉભો છું તેમાં મોહ, માન, માયા જીતી ગય., અને તારો આત્મા અનન્તિ શકિતવાળો હોવા છતાં હાર પામી ગયો.

અવસાન વખતે વિચિત્ર નાટકરૂપે સર્વ પાપ પ્રગટ

થશે, અને તેનાં પરિણામનાં દુઃખ તું સહન નહિ કરી શકે; માટે આ વખત ચેતવાનો છે. ચેતી જા, અને હજી આ સંઘાડાના ભાંગા, મારા તારાપણું, ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષા, આદી ભવ ભટકાવનાર કષાયોને તજી દઇ કાંઇક આત્મજ્ઞાન પામ, અને મોક્ષગામી બની જા.

ચાલતા જમાનામાં ઘણેભાગે ઉપાશ્રયો ધર્મને નામે કલહ, કલેશ, ઇર્ષાનાં વ્યાપારરૂપી દુકાનો બની હોય એમ ભાસ થાય છે. એવી વૃત્તીવાળા કેટલાક સાધુઓ એવી પ્રવૃત્તિનાં વેચાણ કરનારા અને શ્રાવકો ખરીદનારા ગ્રાહકો છે. તે વ્યાપારમાં ઇર્ષા, કલેશ, માન, માયાના સોદા થાય છે, તે સોદાની બરોબર પત્તાવટ થતી નથી. માટે તે દુકાનોને ખરા ધર્મના નામમાં ફેરવી નાખો અને સદ્વ્યાપાર કરી મોક્ષ નફો મેળવવા તમે તથા હું ભાગ્યશાળી થઇએ એમ વીર પરમાત્મા પાસે પ્રાર્થના કરો એજ આ જન્મનો લ્હાવો છે.

---

આ પુસ્તક નીચેને ઠેકાણે એક આનાની ટીકીટ બીડવાથી પણ મળી શકશે.

શાહ ઉજમશી કચરાભાઇ.
ઠે. કંસારાવાડ—વઢવાણ સીટી.

# પ્રકરણ ૭ મું.

## ઉન્નતિમાર્ગ નિરીક્ષણ.

### આત્મદર્શન વિષે ગાયન.

[ કાનુડા તારી મોરલી રે, દુઃખડા દીયે છે દાડી દાડી—એ રાગ. ]

**મુરખ મનવા જાગીને રે, આતમ લે તું ધારી ધારી;**
**આતમ લે તું ધારી ધારીરે, ઓ મુરખ મનવા,**
**આતમ લે તું ધારી ધારી. એ ટેક.**
**સરીતામહી શું સાગર ડુબે, જોને કૌતક આ કેવું ભારી;**
**ભીક્ષુક પુદ્ગલે આત્મ મહારાયાને, મ્હાત કર્યો જો વિચારીરે.૧**
**બાહ્યતપ વળી સરાગ સંયમે, નૌકા ઝુલ્યે મુર્ખ તારી;**
**સુકાન ગ્રહી વીતરાગ સંયમનું, આત્મબાને લે ઉગારીરે. ૨**
**નાભી મૃગે કસ્તુરી રહી પણ, શોધમાં કરતો ખુવારી;**
**પરમાત્માને મુર્ખ ક્યાં શોધે, અંતર ઘટમાં વિહારી રે. ૩**
**ગુરૂજ્ઞાન વાંચન શ્રવણાદિ થકી, તુજ મોહને દે નિવારી;**
**નિષ્કામવૃત્તિથી પુરૂષાર્થ પ્રણમી, જીગરની જ્યોત લે નિહાળીરે.૪**
**જ્યોત અખંડીત ઝળકી રહી છે, અંધ ગયો દર્શ હારી;**
**'મણી' સુધારે આત્માની પણ, મુર્ખ ગયો ભવ હારીરે. ૫**

**વાંચકવર્ગને હવે પૂર્ણઅંશે ખાતરી થઇ હશે કે, આપણો અમૂલ્ય જૈન ધર્મ કે જે આ સંસારમાં પારસ-**

મણી સમાન પ્રકાશિત હોવા છતાં આપણે છતી આંખે તેનો ઉદ્યોત દેખી શકતા નથી, તેનું મૂળ કારણ એ છે જે, આપણામાં તેની યથાર્થ કિંમત આંકવાની શકિત નષ્ટ થઇ ગઇ છે, અને તેને અંગે આપણને સત્ય વસ્તુ અસત્ય અને અસત્ય વસ્તુ સત્ય એમ ભાષીત થાય છે તે ભાસ આપણી હૃદય ચક્ષુઓની ખામીને આભારી છે. નહીં કે તે વસ્તુમાં ફેરફાર છે. એક અમૂલ્ય મણી એક કુકડાને ઉક-રડામાંથી પ્રાપ્ત થાય, તો તે બિચારો કુકડો તેને કાચનો કકડો જાણી ફેંકી દે, અને અનાજનાં કણો ( દાણાઓ ) નેજ ગૃહણ કરે. તે મણી જો એકાદ ભીખારીને હાથ લાગી જાય તો તેને એક સાધારણ હીરા તરીકે નજીવી કીંમતે વેચી નાંખે. સાધારણ બુદ્ધિવાળો તેની થોડી કિંમત આંકી શકે પણ એક કુશળ બુદ્ધિવાન ઝવેરી તેની કિંમત અમૂલ્ય છે, એમ કહી શકે. તે પ્રમાણે હૃદયની જડતાનું અંધારૂં જેટલા પ્રમાણમાં આત્મજ્ઞાન દિપકનો પ્રકાશ પડી શકતો હોય તેટલા પ્રમાણમાં નાશ પાંમી શકે છે. તેજ પ્રમાણે પ્રત્યેક વ્યકિત આ શ્રેષ્ટ મણી સમાન પ્રકાશતા ધર્મની ખુબી અને કિંમત આંકી શકે છે. જરા વિચાર કરો કે આવો આરંભ પરિગ્રહ વિનાનો શુદ્ધ ધર્મ બીજો કયો છે ? તે આચરવામાં અને તેનું શુદ્ધ રીત પાલન કરવામાં નથી માનની જરૂરીયાત, નથી માયાની જરૂરીયાત અને નથી કોઈ વસ્તુની જરૂરીયાત. અન્ય ધર્મનું

બહુજ તીવ્ર રીતે પાલન કરવામાં આવે ત્યારે દેવગતી પ્રાપ્ત કરાવી શકે; એમ મારી માન્યતા છે, પણ આ શુદ્ધ ધર્મ તો મોક્ષગામી બનાવે છે, અને જન્મ મરણનાં ફેરા મટાડી દે છે; પરંતુ ધર્મનું શુદ્ધ પાલન કયાં છે ? માન, માયાની મહાન લોલુપતા કયાં મટે છે ? ક્રિયાઓ શુદ્ધ નિષ્કામી અને આત્મિક ભાવથી કયાં આચરવામાં આવે છે ? તે વિના લાભ કયાંથી હોય ? તે વિના ઉન્નતી કયાંથી થઈ શકે ? અને તે વિના ની આકાંક્ષા કયાંથી રાખી શકાય ?

આ પ્રમાણે તું ધર્મભ્રષ્ટ થયો અને તેથીજ તારી શ્રીમંતાઇની પ્રભુતીઓ નષ્ટ થઇ. તે ઉપરથી તું ગરીબાઇ હાલતમાં આવી પડયો. આવી હાલતનાં કારણથી તારી ધર્મ શ્રદ્ધા અદ્રષ્ય થઇ ગઇ. હે મૂર્ખ ! આ બધાનો દોષ તેં ધર્મ ઉપર કહાડયો પણ તું તારા પોતાનાં દોષને દેખી શકયો નથી. તારી આવી તંગ હાલતનું મૂખ્ય કારણ તારી ધર્મપર અશ્રદ્ધા છે, અને તેને અંગે તું સર્વ હારી ગયો છું. માટે હે વાચક ! તું સ્ત્રી હો યા પુરૂષ હો પણ હવે તારા હૃદય ચક્ષુ ખોલી નાખ, અને ધર્મપર શ્રદ્ધા લગાવ, અને પછી જોઇ લે તારો પોતાનો ઉદય ! આ ઉપરાંત વિશેષમાં મારે જણાવવાની જરૂર પડે છે કે, આપણે સર્વે મહાવીરનાં પૂત્રો છીએ. તેમાં જુદા ફાંટા, જુદા

ભાંગા અને જુદા સંઘાડા શાના હોય ? તે જુદાઈ તારા હૃદયમાં સ્વાર્થપણું ઉત્પન્ન કરે છે, અને તેને પરિણામે તારી એકજ બાજુ ગમે તેટલી દોષીત હોય છતાં તેને અદોષીત ગણી બીજી બાજુ અદોષીત ઉપર અછાજતા અસત્ય પ્રહાર કર્યા છે. તેનો બદલો તારી દારિદ્રતા છે. અને તેથીજ તારા મણી સમાન ધર્મનો પ્રકાશ તને ઓછો દેખાયો, તે તારી નીચતા નહિં તો પછી બીજુ શું ? અવસાન સમયે તારી સાથે તેં કરેલા ધર્મ અથવા પાપ શિવાય કાંઇ સાથે નહિં આવે. લક્ષ્મી, પુત્ર, ગચ્છ, સંઘાડા, વાડા, સ્વજનાદિ, સર્વ આંહી પડયા રહેશે; માટે કોના વાસ્તે તું આ સર્વ જુદાઇ માની બેઠો છું ?

હે ભવ્ય જીવ ! આ સર્વ ભાંગા તજી દે અને તારૂં ખરૂં આત્મ સ્વરૂપ પ્રગટાવ. સર્વ જીવો તરફ દયા દ્રષ્ટિ રાખી સમાનતા, ને શીતળતા ધારણ કર, એજ આ તારા મનુષ્ય ભવની સાફલ્યતા છે. મારી બીજી સુચના એ છે જે, તું જે જે ક્રિયાઓ કરે છે તે સકામવૃત્તિથી, માનને અર્થે આચરે છે તેને બદલે આત્મિક ભાન પામી તેનું પાલન કરે તોજ તું તેનું શુભ ફળ પ્રાપ્ત કરી શકે. કારણકે નિશ્ચય વિના વ્યાવહારીક જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપમાં આ જીવ રઝળતા કરતો આજ સુધીમાં મુક્તિ મેળવી શકયો નહીં; વર્ત્તમાનકાળે પણ મુક્તિ મેળવી

શકતો નથી, અને આગમીયકાળે પણ મુક્તિ મેળવી નહિં જ શકે. કારણકે, શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં કહ્યું છે કે, સમ્યકત્વ વિના આ જીવે ઉત્કૃષ્ટામાં ઉત્કૃષ્ટો નવમાં પૂર્વની ત્રીજી આચારવથ્થુ નામના અધ્યયન સુધી અભ્યાસ કર્યો હોય અને જ્ઞાનનો ઉચ્ચાર પણ શુદ્ધ કરતો હોય છતાં વીર પ્રભુ કહે છે કે, જો તેને જ્ઞાનમાં આત્મ ઉપયોગ ન હોય તો તે જ્ઞાન મોક્ષ પ્રાપ્ત કરાવનાર નથી; તેમ ચારિત્ર એવું શ્રેષ્ટ પાળે કે, કેવળી પણ તે મુનીના ચરિત્રમાં દોષ દેખે નહિં, અને તે મુની કેવળ ચારિત્ર પાળવા અર્થે લુખ તુચ્છ અને છેવટે નાખી દેવાલાયક આહાર કરે, અને માસખમણને પારણે માસખમણ કરે તથા સખ્તમાં સખ્ત સૂર્યનાં તાપમાં આતાપનાં લીયે અને તેથી પણ ઘોરમાં ઘોર તપશ્ચર્યા કરે છતાં વીતરાગ દેવ કહે છે કે, જો તેમાં આત્મિક ઉપયોગ નથી તો તે જ્ઞાન, તે ચારિત્ર અને તે તપ નિર્બલ છે, અને ત્રણે કાળમાં તે પ્રાણી મુક્તિ મેળવી નહિજ શકે. તથા શ્રાવક શ્રાવિકાઓ જે જે વૃત્ત, નિયમ, પ્રત્યાખ્યાન, સામાયિક, પોષધ, પ્રતિક્રમણાદિ ક્રિયાઓ કરે છે પણ તે સર્વ ક્રીયામાં જો આત્મ ઉપયોગ નથી અને ફકત માત્ર ગાડરીયા પ્રવાહની માફક દેખાદેખીએ કરવામાં આવે છે, તો તેથી આત્મકલ્યાણ થતું નથી. માત્ર પાંચ મણનો બોજો ઉઠાવનાર મજુરને જેમ એક આનો મળે, તેમ તેને તેવી ક્રિયાથી ફકત મુખ મધુરતા-

રૂપ સામાન્ય દેવગતી અને પુદ્ગલીક સુખ મળવાનું; પણ તે લાભ પાછો તેને ચાર ગતીમાં ભટકાવનાર મોહપાસરૂપ છે. તે માટે હે આત્મન્ ! શુદ્ધ ઉપયોગ વિનાં વ્યવહારીક ક્રિયા તો તેં અનન્તિવાર કરી અને તેનો પુદ્ગલીક લાભ છેવટે નવ ગ્રીયવેકમાં દેવતાનાં સુખ ભોગવી અંતે આ સંસારરૂપ સમુદ્રમાં પડી કર્મ આવરણો વડે અવરાઇ બંધાણો, છેદાણો, ભેદાણો અને કપાણો તો પણ તારા આત્માનો ઉદ્ધાર થયો નહિ.

હે આત્મન્ ! જો તારે મોક્ષ મેળવવાની ઇચ્છા હોય તો તને છેવટનો શુદ્ધ રસ્તો બતાવું તે તું સાંભળ. શ્રી ભગવતીજી સૂત્ર સતક ૨, ઉદ્દેશો ૫ માં કહ્યું છે કે,

**गाथा–सवणे नाणेयं विन्नाणे,पच्चखाणेय संजमे;**
**अणण्हनयेत्तवे चेव, वोदाणे अकिरिया सिद्धि.**

અર્થ—ઉપાસનાથી શ્રવણ, શ્રવણથી જ્ઞાન, જ્ઞાનથી વિજ્ઞાન, વિજ્ઞાનથી પ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાનથી સંયમ, સંયમથી અનાશ્રવ, અનાશ્રવથી તપ, તપથી કર્મનો નાશ, કર્મના નાશથી નિષ્કર્મપણું, અને નિષ્કર્મપણાથી સિદ્ધ–અજરામરપણું પ્રાપ્ત થાય છે.

વિવેચન—સાધુ સેવાનું ઉત્તરોત્તર ફળ ( **तहारूवं** ) ઇત્યાદિ તથા રૂપ ઉચિત સ્વભાવવાળા કોઇ પુરૂષને અથવા તપસ્વિ શ્રમણને આ વાન ઉપલક્ષણરૂપ હોવાથી કોઇ પણ

ઉત્તર ગુણવાળાને વા માહણ તે જે પોતે હિંસાથી અળગો હોય અને બીજાને 'હણો નહિ' એમ કહેનારો હોય તે "માહણ" આ વાત ઉપલક્ષણરૂપ હોવાથી કોઈ પણ 'મૂળ ગુણવાળાને' અથવા શ્રમણ અને માહણ તે શ્રાવક તેને (सवण फले-त्ति) શાસ્ત્રનું શ્રવણ, એ સાધુઓની સેવાનું ફળ છે, શાસ્ત્રનું શ્રવણ કરવાથી જ્ઞાન થાય છે. શ્રુતજ્ઞાન સાંભળવાથીજ થાય છે. શ્રુતજ્ઞાનથી વિજ્ઞાન થાય છે. શ્રુતજ્ઞાનથી આ ચીજ તજવા લાયક છે, આ ચીજ રાખવા લાયક છે, એ પ્રમાણે વિવેક (વિચારણા) કરનારૂં વિજ્ઞાન થાય છે. એવા વિશેષ જ્ઞાનવંત પુરૂષ અલ્પ મહેનતે અનંત કર્મ ક્ષય કરે છે. શાખ ભગવતીજી સ૦ ૧૬ માં ને વિષે અન્નગિલાયન સાધુને અધિકારે કહે છે.

દુહો—ક્રોડ વર્ષે જે ખપે, કર્મ અજ્ઞાને જેહ;
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કર્મ ખપાવે તેહ. ૧

વિજ્ઞાનથી નિવૃત્તિ મળી શકે છે અર્થાત્ જેને વિશેષ જ્ઞાન હોય તે પાપથી અટકે છે.

પાપ અટકાવવામાટે પ્રત્યાખ્યાન કરવામાં આવે છે. પણ અહિં સમજવાનું કે, જે જે પ્રત્યાખ્યાન કરવા તે તે પ્રત્યાખ્યાનનું સ્વરૂપ પ્રથમ સમજવું જોઇએ. જેમકે સામાયિક લેવાવાળા પુરૂષે પ્રથમ અવશ્ય જાણવું જોઇયે કે મેં સામાયિકમાં કઈ જાતનો ત્યાગ કીધો છે, અને સામાયિકનું

સ્વરૂપ શું? સામાયિક લેનારે આ લોક મધ્યેથી પોતાની વૃત્તિ ખેંચી ફક્ત પોતાનાં આત્માને વિષેજ ઉપયોગ પ્રથમ સ્થાપી પછી કષાય અને જોગાદિ અશુદ્ધ આત્માનો ઉપશાંત કરી જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ આત્માવિષેજ વીર્ય ફોરવી જેટલો ટાઇમ બાંધ્યો હોય તેટલો વખત સમતા પરિણામે જ્ઞાનનો લાભ લેવામાં પ્રવર્તે; પણ નહીં કે અઢાર પાપસ્થાનકનું સેવન કરી કર્મ બાંધી બાહેર ચાલ્યા જવું, એવું સામાયિક કરનારને તથા તેવીજ રીતે બીજા પ્રત્યાખ્યાન જેવા કે, પોષધ, વ્રત, નિયમ, સંયમ લેનારે પણ તેનું સ્વરૂપ ન જાણ્યું તો પછે તેનાં પ્રત્યાખ્યાનને વીર પરમાત્માએ ભગવતીજી સૂત્રમાં દુઃપ્રત્યાખ્યાન (ખોટા પચ્ચખાણ) કહેલ છે. પછી એવું થયું કે,

દુહો—અનુભવને જાણ્યા વિનાં, સહે કષ્ટ કરી ત્યાગ;
સર્પ તજે ભલે કાંચળી, તોહી નાગનો નાગ. ૧

પ્રત્યેક પ્રત્યાખ્યાનનો અનુભવ પ્રથમ ન મેળવે અને અનુભવ મેળવી તે પ્રમાણે પણ ન પ્રવર્તે અને અવળી ક્રિયા કરી અનેક પ્રકારનો બોજો ઉઠાવી કષ્ટ સહન કરે. જેમ સર્પે કાંચળી ઉતારી ખરી પણ નાગપણું ટળ્યું નહિ. તેમ તમે ભલે બે ઘડી સુધી સામાયક લીધું, તથા વર્ષો સુધી દિક્ષીત થઇ અશુદ્ધ ક્રિયા કરી ભાર વહન કર્યો તોપણ તમોને તમારા સ્વરૂપનું ભાન થયું નહિ અને પ્રત્યાખ્યાનનું

પણ સ્વરૂપ સમજ્યા નહિ, તોપછી તમારા દુઃપ્રત્યાખ્યાનજ છે. આવતા પાપ અટકાવવા માટેજ પ્રત્યાખ્યાન કરવામાં આવે છે, માટે તેવા પ્રત્યાખાનનું સ્વરૂપ સમજવુ, તે જ તત્ત્વજ્ઞાન અને તે જ્ઞાનસહિત ક્રિયા કરે તો અલૌકીક લાભ અનુભવે માટે હે ભવભીરૂ! પ્રથમ તું પ્રત્યાખ્યાનનું શુદ્ધ સ્વરૂપ જાણી પ્રત્યાખ્યાન કરીશ તો તને અપૂર્વ લાભ મળશે, અને તેવા પ્રત્યાખ્યાન કરવાવાળા જીવો નિવૃત્તિ પામે અને નિવૃત્તિ પામનાર મનુષ્યનેજ સંયમ હોય છે, પછી સંયમી અપ્રમાદીપણે સંયમ જીવીત્વ જીવનાર મુની આહારવિહાર અને નિહારમાં નિયમીતપણે રહે છે. અને અપ્રતિબંધપણેજ વિચરે છે પછી તેને કોઈ પણ જાતનો ભેદભાવ હોતો નથી. તેજ સાચો સંયમી લેખાય છે. બાકીતો આલોકમાં અનેક પ્રકારની આશા પ્રતિપૂર્ણ કરવા આચાર પાળી પોતાની અને પરની પ્રણુતી પલટાવે તે ખરો સંયમી કહેવાય નહિ.

દુહો—પરજનને ઉપદેશ દીયે, મનમાં કોટી કુહેલ;
ધોબી ધુવે પટ પારકા, નીજ પટ્ટમાં મણ મેલ. ૧

તેવા પ્રકારનો ઉપદેશ દીયે ખરો પણ મનુષ્યોનાં મનમાં છાપ પડતી નથી, માટે પ્રથમ પોતે તેવા પ્રકારની વર્તણુક કરી પછી ઉપદેશ દેવામાં આવે તો અવશ્ય મનુષ્યોનો ઉદ્ધાર થાય.

શુદ્ધ સંયમનું ફળ અનાશ્રવ છે અર્થાત્ શુદ્ધ સંયમ-વાળા જીવ નવું કર્મ બાંધતા નથી. નવું કર્મ ન બાંધે એટલે આશ્રવવિનાનો જીવ હળુકર્મિ હોવાથી તપ કરે છે, પરંતુ તે તપ એવો ન હોવો જોઇયે કે, નફો લેવા જતા નવા કર્મ ઉપાર્જન થાય પણ આ પંચમકાળમાં પ્રાયઃ એવો ભાસ થાય છે કે; જે જે તપ હાલ સમયે કરવામાં આવે છે, તેમાં કાંઇને કાંઇ આશાઓ રહેલી હોય છે જેથી કોઇ પણ જાતની સિદ્ધિઓ થતી નથી તેનું કારણ તેજ છે.

વિચારો કે, ભગવતી૦ શતક ૯, ઉદ્દે૦ ૩૧ માંને વિષે અસોચ્ચા કેવલી છઠ્ઠને પારણે છઠ્ઠ કરતો અને સૂર્ય સામી આતાપનાં લેતો, સન્યાસી હોવા છતાં પ્રકૃતીનો ભદ્રીક અને મહાન વિનયવંત હોવાથી તેજ તપનાં પ્રભાવે વિભંગ જ્ઞાન ઉત્પન્ન થયું અને તેમાંથી શુભ પરિણામે ચડતાચડતા છેવટે શુદ્ધ પરિણામ પાંમી માત્ર અંતરમુહૂર્તમાં કેવળજ્ઞાન અને કેવળદર્શનની પ્રાપ્તિ કરી મોક્ષ મહેલમાં બીરાજ્યા. ધન્ય છે તેવી તપશ્ચર્યા કરનાર વીરપુરૂષોને ! પણ અત્યારે તો જે તપશ્ચર્યા કરવામાં આવે છે, તે એવી છે કે વિચિત્ર પ્રકારે ઉપવાસો કરે, સૂર્યસામાં બેસી આતાપનાં લીગે છે ખરા, પણ અંતરમાં અનેક પ્રકારની આશાઓ પ્રગટેલી હોવાથી દુનિયામાં વાહ, વાહ કહેવરાની હજારો રૂપીયાનું પાણી કરાવવા માટેજ તે કૃત્ય કરે છે. પણ આત્મા વાચારતો નથી કે આ પ્રસંગે કેટલો આરંભ થાય છે! તેનો

તે પ્રાણી ખ્યાલ જરાયે કરતો નથી, એજ આશ્ચર્યની વાત નહિ તો બીજું શું ?

આહા હા તો શું આ તપશ્ચર્યા ? ના ના, બીલકુલ નહિ. આ તો આત્માને અવરાવવા માટે આદરેલ આશી તપ પ્રભુએ કહેલ છે, અને તેવો તપ કરનારા પ્રાણી કરેલ કમાણીનું ફળ આલોકનેજ આપી ચાલ્યા જાય છે, પણ કોઇ જાતની લબ્ધી કે જ્ઞાન પ્રાપ્ત કરી આત્માને સમાધી આપી શકતા નથી. તેટલા માટે શ્રી દશાશ્રુતસ્કંધજી સૂત્રમાં વીરપ્રભુએ ચિત્ત સમાધી દશ પ્રકારે કહી જે કોઈ કાળે નહિં પ્રાપ્ત કરેલ એવું અપૂર્વ કરણ જાતિ સ્મરણ જ્ઞાન, અવધીજ્ઞાનાદિ દશ બોલ માંહેલા માત્ર એક બોલની પ્રાપ્તી કરે તો આત્માને સમાધિ ઉપજે. અને તે સમાધિવડેજ આ આત્મા અક્ષય સુખનો અધિકારી થાય. માટે હે આત્મન્! તેવા અખંડ સુખની અભિલાષા રાખતો હોય તો પ્રથમ સમ્યક્ત્વની પ્રાપ્તી કર, અને શુદ્ધ સમ્યક્ત્વી જીવ જ શુદ્ધ જ્ઞાનનો આત્મભાવથી અનુભવ લે છે. અને તેવા અનુભવવાળા પ્રાણીઓ શુદ્ધ ચારિત્ર અંગીકાર કરે છે અને એ શુદ્ધ ત્રીરત્ન આરાધ્યા પછી જો તે તપશ્ચર્યા કરે તો તેને અપૂર્વ કરણાદિ દશ બોલની પ્રાપ્તી પૂર્ણઅંશે થાય, અને તેજ પ્રભાવે તે પ્રાણી મોક્ષગામી બની જાય છે, માટે તેવો નિરાશાવાળો તપ કરે તો તપનું ફળ મળે અને તે તપનું ફળ વ્યવદાન એટલે કર્મનું ખરી પડવું. તપ કરવાથી જુનાં

કર્મ નાશ પામે અને તેમ થવાથી મન, વચન, અને કાયા એ ત્રણ યોગ નિરોધાય છે. અર્થાત્ કર્મ નિર્જરવાથી જીવ યોગનો નિરોધ કરે છે અને યોગ નિરોધ કરવાથી સૌથી છેવટનું છેલ્લામાં છેલ્લું સિદ્ધિ મુક્તિ રૂપ ફળ મળે છે.

આ હા હા, કેવી આશ્ચર્યની વાત ? ફક્ત એક સદ્ગુણ-વાળા સંત સાધુ યા શ્રાવક જ્ઞાનીનો સમાગમ કાયમ કરવાથી છેવટે તેનાં સદ્બોધથી આત્માને કર્મથી મુક્ત કરે છે. માટે હે આત્મન્! સંત સમાગમ કરવા કટીબદ્ધ થા, અને તને પ્રાપ્ત થયેલ જ્ઞાન અને તે જ્ઞાનનાં યોગવડે ગૃહણ કરેલ ચારિત્ર અને તપને હિસાબમાં ગણાવવા ખાસ પ્રથમ શુદ્ધ સમ્યક્ત્વની પ્રાપ્તી કર. કારણકે એકડા વિનાનાં મીંડાં જેમ નકામા છે, તેમ સમ્યક્ત્વ વિના જ્ઞાન, ચરિત્ર અને તપ નીર્ફળ છે. માટે તેને સબળ કરવા પ્રથમ માર્ગાનુસારી થા. કારણકે સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા માટે પ્રથમ પગથીયું માર્ગા-નુસારીપણું પ્રાપ્ત કરવાનું છે. આ જીવ અનાદિકાળથી પ્રથમ ગુણસ્થાને મિથ્યાત્વમાં અધોમુખીપણે પડેલો છે. તે સ્થાનકે પ્રથમ અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, અને લોભને પાતળા કરવાની જરૂર છે, અને તે ચાર ચંડાળ ચોકડીને પાતળા કરવાથી માર્ગાનુસારીપણું પ્રાપ્ત થશે, અને તે માર્ગા-નુસારી જીવ વિચાર કરે કે, મહત્ અન્યાય, નીતિ, અનીતિ, વિશ્વાસઘાતપણું, કુટશાક્ષી, કૃતઘ્નીપણું, દુર્જનપણું, ચોરી,

વ્યભિચારપણું, ઝેર, વૈર, ઇર્ષા, નિંદા, આદિ દુર્ગુણો કેવા દુ:ખદાયક છે, તે આપ દીર્ઘદ્રષ્ટિથી ખ્યાલ કરજો.

श्लोक—कूट साक्षी सुहृत द्रोही, कृतघ्नो दीर्घरोषगं;
चत्वारि कर्म चंडाळा, पंचमो जाति संभव. १
गुरुद्रोही कृतघ्नश्च, तथा विश्वासघातकः
सयाते नर्क घोरं, यावत्चंद्र दिवाकरौ. १

દુહા—હિયે આશરો દુષ્ટને, ઘડેજ અવળા ઘાટ;
નીરે તાર્યો કાષ્ટને, તારે શિરપર પાડી વાટ. ૧
એક માખી અરૂ દુષ્ટ જન, જુઓ ઊનકો જ્ઞાન;
પરદુઃખ દેવા કારણે, ખોવે અપના પ્રાણ. ૨
આચારે અધિકો કહ્યો, નિંદક નિન્નવ જાણ;
પંચમ અંગે ભાંખીયો, છે પેહેલે ગુણઠાણ. ૩

ઉપરનું સ્વરૂપ સમજી તેવા દુર્ગુણોને પાતળા પાડે ત્યારે આ આત્મા મિથ્યાત્વ ગુણસ્થાને રહ્યો થકો પણ ઊર્ધ્વમુખી થાય છે. અને તેવા જીવો શ્રી જ્ઞાતાજી સૂત્રનાં પેહેલા અધ્યયનમાં મેઘકુમારનાં જીવે પૂર્વે હાથીનાં ભવે માત્ર એક સસલો બચાવ્યો તથા તામલી તાપસ આદિ અનેક જીવો મિથ્યાત્વ ગુણસ્થાને હોવા છતાં માર્ગાનુસારી થયા, અને સરલ હૃદયે સમ્યકત્વ સન્મુખ થયા અને ત્યાંથી જ મિથ્યાત્વનાં પર્યવોને ઘટાડતા ઘટાડતા ઊજવળ પર્યાયની

વૃદ્ધિ થતાં ચતુર્થ ગુણસ્થાને આવ્યા, અને ત્યાં અવૃત્તિ સમ્યક્ દર્શનની પ્રાપ્તી કરી. આ ગુણસ્થાને જોકે તે જીવ વૃત પ્રત્યાખ્યાન કરી શકતો નથી, પણ સહ્હણા અને પરૂપણા એવી શુદ્ધભાવે કરે કે, અન્ય જીવને મોક્ષગામી બનાવી શકે છે, પોતે પણ એકાવતારી થઇ જાય છે, અને તેથી ઉત્તરોત્તર ગુણોની વૃદ્ધિ થતાં દેશવર્ત્તિ શ્રાવકપણું પ્રાપ્ત કરે છે અને તેથી ગુણવૃદ્ધિએ છઠે ગુણસ્થાને સંયમી થાય છે. પરંતુ સર્વ ગુણસ્થાને ચડતા પૂર્વોક્ત માર્ગાનુસારીપણે જેટલા દુર્ગુણો દૂર કરેલ છે, તે સર્વ ગુણસ્થાને વરજેલા જ સમજવા. શ્રાવક કે સાધુ થયો ખરો પણ જો ઉપરનાં દુર્ગુણોથી દૂર ન થયા હોય તો તું નિશ્ચે માન કે તે ભલે શ્રાવક હોય, કે ભલે સાધુ હોય, પણ હજુ સમ્યક્ત્વની તે જીવે પ્રાપ્તી કરી નથી.

માટે હે આત્મન્! જો તું ભવભીરૂ હો તો પૂર્વોક્ત દુર્ગુણોને દુર કરી આત્મજ્ઞાન પ્રગટ કરી, શુદ્ધ સમ્યક્ત્વ પ્રાપ્ત કર, અને તે સમ્યક્ત્વ પ્રાપ્ત થવાની સાથે તારૂં મેળવેલ જ્ઞાન, ચારિત્ર, અને તપ ફળદાયિક થશે, અને તે ફળ તને મુક્તિ મહેલમાં લઇ જશે તે તું નિશ્ચે માનજે.

હે વાચક! આ સર્વના સારાંશરૂપે જણાવવા માગું છું કે, તું જે જે ક્રિયાઓનું આ માનને માટે પાલન કરતો હોય, જે જે સંયમ, તપ, તેં સકામવૃત્તાંથી આચરેલો

હોય, આશીભાવે જે જે સંયમની ધોંસરી વહન કરી હોય તે તે સંયમ, તે તે તપ, તે તે ક્રિયાઓ આત્મીક જ્ઞાન પ્રગટયા શિવાય મોક્ષફળ નહિજ આપે, તે વાત નિર્વિવાદ છે. જો કે કરેલ ક્રિયાનો બદલો મળ્યા શિવાય રહેવાનો નથી, પરંતુ એજ નિશ્ચય વાત છે, કે જે આશાએ તેં આ લિંગ ધારણ કર્યું હોય તે આશાઓ સંપૂર્ણ અંશે ફળદાયક નહિ જ થાય, માટે તું શુદ્ધ જ્ઞાન, દર્શન, અને ચારિત્રનાં સાધનવડે આત્મજ્ઞાન પ્રગટાવ; અને તે આત્મજ્ઞાનથી અપ્રમત્ત દશા પાંમી આ ભવાટવીનાં ફેરા મટાડી મોક્ષમેહેલમાં પરબાર્યો ( પાધરો ) ચાલ્યો જા, અને મનુષ્ય જીંદગીની સાફલ્યતા પામી જા, એજ મારી અભિલાષા છે, અને તે પ્રમાણે વર્તન કરવા દયાળુ વીર પરમાત્મા મને અને તને સહાય બક્ષે એમ બે હાથ જોડી હું યાચના કરૂં છું અને હે વાચક વર્ગ ! તું પણ તેમ કરવા સામેલ થા. તારી મારા–તારાપણાની ભાવના ટળી જાય અને શ્રી મહાવીરનાં એક પણ પુત્રને તંગ હાલતમાં દેખી તારૂં સંસ્કારી હૃદય દયાર્દ્ર બને !

સ્વાર્થત્યાગ બુદ્ધિથી જૈનધર્મનાં ઝુંડાની ધોસરી ખંભે વહન કરી જગતને માર્ગદર્શક બનાવી ધર્મજ્યોત્તિ પ્રગટાવ. નિષ્કામ વૃત્તિથી બાહ્ય તપ અને સરાગ સંયમ કરતા અભ્યંતર તપ અને અપ્રમત્ત સંયમનાં સાધનવડે આત્મજ્ઞાન પાંમી જા અને તેજ આત્મજ્ઞાનવડે મોક્ષનાં અભેદ કિલ્લામાં

પ્રવેશ કર તો જ આ પુસ્તક લખવાની મારી નેમ હું કાંઇક અંશે સફળ થયેલ સમજીશ. તથાસ્તુ

ભેદદશંક ભાવનાને હાંકી કાઢી હૃદયની શુદ્ધતાનો તાર જોડી છેવટનું મારૂં આ કથન સત્ય માની જા કે, આ પુસ્તકમાંનું લખાણ અથવા તો લખાણનો પ્રત્યેક શબ્દ કોઇને ઉદ્દેશી અથવા કોઈ ભવ્ય જીવ અથવા મારા બંધુ, બેહેન ઉપર કટાક્ષ અથવા તેની અપકીર્તિ કરવા અથવા માનભંગ કરવા લખાયેલો નથી; પણ લેખકની ધર્મ જ્યો-ત્સના પ્રદીપ્ત કરવા તથા મારા બેહેન અને બંધુઓ સત્યને ધારણ કરી ઇચ્છીત વસ્તુની સરળતાથી પ્રાપ્તી કરી શકે, અને સામાજીક સુખ મેળવી મોક્ષગામી થઇ શકે; તેજ આશયે લખાએલ છે. જેથી સમદ્રષ્ટી રાખી ક્રોધાગ્નિને આ પુસ્તકમાં સારરૂપે મળતા શિતળ જળથી શાન્ત કરવામાં આવે, એજ મારી નમ્ર વીનંતી છે. અસ્તુઃ

ॐ शान्तिः ! शान्तिः ! ! शान्तिः ! ! !

# આત્માનુભવ છત્રીસી. ( દુહા. )

પરમકૃપાળુ પરમેશ્વરૂ, પ્રણુમી સદ્દગુરૂ પાય;
તાસ પસાયે તતક્ષણે, આત્મ અનુભવ થાય. ૧
અનંત કાળથી આથડયો, ભાનવિના ભગવાન;
અજ્ઞાનમાં અવરાઇને, ન ગોત્યું ગુર્જુ જ્ઞાન. ૨
પુદ્દગલીક સુખમાં પચ્ચતા, વેઠે દુઃખ વહંત;
ચાર ગતિનાં ચોગાનમાં, કાઢતો કાળ અનંત. ૩
નિગોદ સ્થાવરે નિરખજે, દોહ્યલા વેઠયા દુઃખ;
છેદતા ભેદતા શસ્ત્રેથી, જરા ન પામ્યો સુખ. ૪
વિગલેંદ્રીમાં વેગથી, આવ્યો અધિકે રે પુન્ય;
તિર્યંચ નર્કનાં તાપમાં, નરવર નવ રહી નુન્ય. ૫
ક્ષેત્રવેદના ખાર જયું, ભોગવી મેં ભગવંત;
આયુઃક્ષેય આહિ આવતો, આણુવા મનુષ્યમાં અંત. ૬
ગર્ભનાં દુઃખ જ્ઞાતી વિનાં, કહો કુણ કહંતઃ
કે જાણે એક આતમા, હોય જો ઉપયોગવંત. ૭
એમ ભોગવતા અનુદિને, કરતા કર્મને દૂર;
મનુષ્યમાં મોજ માણુતો, પ્રગટયે પૂન્ય અંકૂર. ૮
યોવન વયમાં આવતા, ભૂલ્યો ચૈતન ભાન;
પ્રવૃત્તિ નારીનાં પાસથી, ઉરમાં પ્રગટયું અજ્ઞાન. ૯
પ્રવૃત્તિ નારીયે પ્રસવ્યા, સુતાસુત અનેક;
મદ મચ્છર મોહ માનથી, કુમત્તિએ કાઢયો વિવેક. ૧૦
તૃષ્ણા પૂરમાં તણુાવતો, ભૂલ્યો સહજાત્મ સ્વરૂપ;
અનેક જન્મે આપદા, ભોગવતો ભવી કુંપ. ૧૧
છલ્લ કપટ છાનાં કરી, દિલમાં ન ધરી દાઝ;

તત્વ સ્વરૂપને ત્યાગીને, ખસુસ પ્રગટાવી ખાઝ. ૧૨
શુદ્ધ સ્વરૂપને જાણુવા, લંપટ ધરી તેં લાજ;
દેહી મમતમાં ડુબીને, બગાડયા બહુલા કાજ. ૧૩
કુમત્તિ કુટીલે માલતા, મળીયા મનુષ્યે મુનીરાય;
શાસ્ત્ર બૌદ્ધ સુણાવતા, આનંદ અંગમા આય. ૧૪
પુદ્‌ગલ સુખને પાંમવા, પાંમવા સુર સુખ સાર;
અનુભવ વિનાએ થયો, આ લોકે અણુગાર. ૧૫
વૈરાગ્ય વિણુ વિશ્વ તજી, સંયમ લહી કર્યો ત્યાગ:
સર્પે ઉતારી ભલં કાંચળી, તોપણુ કહેવાય નાગ. ૧૬
આશા તૃષ્ણારૂપ અગ્નિનો, કુટીલે બનાવ્યો કુંડ;
બાહ્ય મુંડનથી શું થયું, અંતર આત્માને મુંડ. ૧૭
સમ્યકત્વ વિના સુરથી, જ્ઞાને રહ્યો બહુ ગાજ;
વ્યવહાર ચરિત્રે વેગથી, તપતો તપ બહુ બાજ. ૧૮
વિષય કષાયને વેગથી, કીધા ન કઈ ઉપશાંત;
પ્રમાદને પાસે પડી, અજ્ઞાનમાં અવરાંત. ૧૯
સ્વગુણુ ભૂલી સાધુએ, પુદ્‌ગલપર ધરી પ્રીત:
પુસ્તક ચેલાનાં પ્રેમમાં, રાખી ન સયમ રીત. ૨૦
અલ્પ ક્રિયાનાં ભેદમાં, બોલતા રાખે બહુ ભર્મ;
વાડો જમાવી વેગશું, દમકમાં તજી શુદ્ધ ધર્મ. ૨૧
અંત્તર વૈર વધારીને, માનતો સંયમ સાર;
વ્યવહાર વેગે બતાવવા. આશાએ પાલે આચાર. ૨૨
દ્રવ્ય લિંગે ગતી દેવની, પામ્યો ન ગ્રીવેગે પાર;
દેવ સુખ ભોગવી દાનવે, આવ્યો ન અંત લગાર. ૨૩
વ્યવહાર શુદ્ધ વિના અરે, નિશ્ચે ન ક્રિયા થાય;
નિશ્ચેવિના ભણુત્તર ભણી, ક્રિયાયે કર્મ બંધાય. ૨૪

નિશ્ચે સમ્યક શુદ્ધ નાણુંરી, બાંધે ન આત્મા બંધ;
નહિ તો નયનવિના જુવા, કરતો કેવા ધંધ. ૨૫
વ્યવહાર શુદ્ધથી આતમા, કરે ક્રિયા વૃત્ત જેહ;
તે થાય શિવસુખનો ધણી, બાંધે ન નવીન દેહ. ૨૬
ઉપયોગે શુદ્ધાત્મા, આરાધે આત્મિક મર્મ;
તે ત્રણે લોકનો ધણી, થતા વરે શિવ ધર્મ. ૨૭
અજ્ઞાન તિમિરને તોડવા, ગ્રહણ કર નિજ રૂપ;
ગચ્છ ભેદો જોઇ ગુણી, ચેતને કહ્યુ ચિદ્રુપ. ૨૮
જ્યાંલગી આત્મા ચિનો નહિ, ત્યાંલગી સાધના એહ;
ખરે કહું ખોટી સહુ, ભુલી જા સર્વ તું તેહ. ૨૯
મણિ તુલ્ય માનવ દેહ આ, પામી પૂન્ય પસાય;
રત્નત્રયને રાખમાં, કેમ રોળે રણમાંય. ૩૦
સિદ્ધ સ્વરૂપી આતમા, નિર્મળ નિજાનંદ;
પિંજર તોડી પ્રેમથી, પામ્ય તું પરમાનંદ. ૩૧
કર્મ બંધનને કાપતા, ભવીને પ્રગટે ભાન;
સુર્લ્લભ બોધી સુખે ગ્રહે, અનુભવ આત્મિક જ્ઞાન. ૩૨
દ્રવ્ય લિંગે દુનિયા વિષે, આપ્યો મેં બોધ અપાર;
વ્યવહારીક વ્યાખ્યાનથી, જગમાં થયા જયકાર. ૩૩
પણ અનુભવ આવ્યો નહિ, આવ્યું ન આત્મિકજ્ઞાન;
અવલોકત્તા અંતર વિષે, ભવિ મુજ પ્રગટયું ભાન. ૩૪
આત્મજ્યોત જગાવતા, મનમાં ખુશી મણિલાલ;
મૂળ નામ મૂકી પરૂ, અપર નામને આલ. ૩૫
સંવત ઓગણી સત્યોતેરે, વૈશાખ માસની માંય;
આનંદઘન નામ આપતા, સુમત્તિએ સુખ પાય. ૩૬

સમાપ્ત.

મુની મહારાજ શ્ર
વિચારેલ

પૂજ્યશ્રી ગોપાળજી સ્વા
" આદ

" પતિત થતા જૈ
૨

પૂજ્યશ્રી ગોપાળજી સ્વામી
" જૈનોને કયા આલં

આ બે મણકા થોડા વખ
" આદર્શ જૈન " માં વ
સ્થિતિનું અવલોકન, ગચ્છ અને
વાદથી થતી સમાજની હાની અને
સાધનો વિગેરે વિષયોનો સમાવેશ

" જૈનોને કયા આલંબન
આ પુસ્તકમાં આલંબન એટલે શું ?
ભગવાને ફરમાવ્યું છે, આલંબનનાં સ
વિદ્વાનોનાં અભિપ્રાયો, શાસ્ત્રાનુસાર
આત્માનું આલંબન જ શ્રેયસ્કર છે, બ
શ્રવનું સ્થાન છે, વિગેરે બાબતો શાસ્ત્ર
વામાં આવી છે.

મગનલાલ મોતી
મુંબાઈ

